ઇનામ લાઇબ્રેરિ માટે મંજુર.

# મહીકાંઠા એજન્સિની સામાન્ય

# ભૂગોળ.

ભૂગોળની મુખ્ય સંજ્ઞાઓ, અને મહીકાંઠાની વિસ્તૃત
સામાન્ય હકીકત સહિત.



લેખક અને પ્રકાશક,
ભાઇચંદ પૂંજાદાસ શાહ.
હેડમાસ્તર, તાલુકા સ્કૂલ ડભોડા—મહીકાંઠા.



કિંમત રૂ. ૦-૫-૦

ઇનામ લાઇબ્રેરિ માટે મંજુર.

# મહીકાંઠા એજન્સિની સામાન્ય
# ભૂગોળ.

ભૂગોળની મુખ્ય સંજ્ઞાઓ, અને મહીકાંઠાની વિસ્તૃત
સામાન્ય હકીકત સહિત.

લેખક અને પ્રકાશક,
**ભાઇચંદ પૂજાદાસ શાહ.**
હેડમાસ્તર, તાલુકા સ્કૂલ ડભોડા--મહીકાંઠા.

આવૃત્તિ પાંચમી. પ્રત ૨૦૦૦ ફૂલ પ્રત ૭૦૦૦



સંવત ૧૯૮૪. સને ૧૯૨૮.

ધી "સૂર્યપ્રકાશ" પ્રિન્ટિંગ પ્રેસમાં પટેલ મૂળચંદભાઈ
ત્રિકમલાલે છાપ્યું. પાનકોરનાકા--અમદાવાદ.

કીમત રૂ. ૦-૫-૦

# પાંચમી આવૃત્તિની પ્રસ્તાવના.

"મહીકાંઠા એજન્સિની સરળ ભૂગોળ, મહીકાંઠા એજન્સિની સામાન્ય ભૂગોળ, ઈડર સંસ્થાનની સામાન્ય ભૂગોળ અને ભૂગોળની મુખ્ય સંજ્ઞાઓ" એ ચારે પુસ્તકો મહીકાંઠા એજન્સિમાં એજન્સિ સક્યુંલર નં. ૪ તા. ૧-૪-૧૪ થી; પાલણપુર એજન્સિમાં ઈ. નં. ૫૦૬૭ તા. ૩-૧૦-૧૪ થી; અને ઈડર સંસ્થાનમાં મે. ઍજ્યુકેશનલ ઓફિસર સાહેબે નં. ૨૭૧૫

પ્રયત્ન સફળ થયેલો જોઈ કૃતકૃત્ય થયો છું.

ચોથી આવૃત્તિ ટુંક મુદતમાં ખપી જવાથી સહેજસાજ સુધારાવધારા અને નકશા સાથેની આવૃત્તિ બહાર પાડી છે. તેમાં અપૂર્ણ રહેલી વિગતો યા ભૂલો સૂચવવા કૃપા થશે તો તે ઉપકાર સાથે સ્વીકારી, કૃતાર્થ થઈશ.

ડભોડા તાલુકા સ્કૂલ }
ફેબ્રુઆરિ ૧૯૨૮ }

ભાઈચંદ પૂજાદાસ શાહ.

# પ્રસ્તાવના.

મહીકાંઠા એજન્સિનું સામાન્ય વર્ણન, સંસ્થાનો અને તાલુકાની ભૂગોળ, જાણવા લાયક સ્થળો, અને ભૂગોળની સંજ્ઞાઓ આપી, આ પુસ્તક બીજા, ત્રીજા અને તેથી ઉપલાં ધોરણના વિદ્યાર્થીઓ, શિક્ષકો વગેરેને ખાસ ઉપયોગી થઈ પડે, અને માહીતી મળે; એ ઉદ્દેશથી લખ્યું છે.

શિક્ષકોના ધ્યાનમા હશે જ, કે પ્રથમ સ્થળસૂચક શબ્દોથી શરૂ કરી, દિશાઓનું શિક્ષણ ચોકસ અપાયા પછી નિશાળના મકાનમાંથી આરંભ કરી, તેની આસપાસનાં ફળીઆં, રસ્તા, ગામની ભૂગોળ, એ પ્રમાણે આગળ વધીને તાલુકા અને સંસ્થાનની ભૂગોળ, છોકરાઓને ગમ્મત પડે, અને તેમની વિચારશક્તિ ખીલે; એ રીતે શીખવવામાં આ પુસ્તક સહાયભૂત થઈ પડે, એ હેતુ રાખવામા આવ્યો છે.

મ્હોટાં ગામ, નદીઓ, કે તેવી બીજી હકીકત છોકરાં ગોખી કાઢે, કે વાંચી જાય, એ બહુ ઉપયોગનું નથી; પરંતુ ત્યાં વસતા લોકો અને તેમના ઉદ્યોગો, ત્યાંની જમીન, તે ઉપર આધાર રાખતી ખેતી અને બીજી પેદાશો, ગામ, તાલુકા, સંસ્થાન અને એજન્સિના અધિકારીઓ, તેમની ફરજો, વગેરે ઘણી બાબતોથી વિદ્યાર્થીઓને વાકેફ કરવા જોઈએ. આ બધું શિખવવાનો ઘણો આધાર શિક્ષકની જાત માહીતી અને શિખવવાની કળા ઉપર છે.

નકશાની મદદ અને સ્થળોનાં વર્ણનથી વિદ્યાર્થીઓને ગમ્મત સાથે જ્ઞાન મળે છે એ જાણીતી વાત છે તેમાં રમુજી વર્ણનથી તેમના મન ઉપર એવી તો સચોટ અસર થાય છે, કે ફરી તેમને તે વિષે પુસ્તકમાથી વાંચવાની જરૂર પડતી નથી.

સામાન્ય રીતે એમ માનવામાં આવે છે કે ભૂગોળનું પુસ્તક તો ફક્ત બાળકો માટેજ છે, તેથી તેની વિશેષ માહીતી મેળવવા માટે મોટી વયના પુરૂષો પ્રયાસ કરતા હોય એમ લાગતું નથી. એમ ધારવામાં આપણી ભૂલ છે. આ એજન્સિ સબધી મેં ફક્ત જુજ જ્ઞાન સ્કૂલમાં ભણતી વખતે તે વખતના ભૂગોળના નાના પુસ્તકમાંથી મેળવ્યું હતું, તેજ પરંતુ શિક્ષકપદે આવ્યા પછી મહીકાંઠા સંબંધી વિશેષ હકીકત જાણવાની જિજ્ઞાસાએજ મને વધારે જ્ઞાન સંપાદન કરવા પ્રેરણા કરી છે, અને તેનું જ આ લઘુ પુસ્તક એ પરિણામ છે. આ એજન્સિના વતનીને તો અસુસ કરીને મહીકાંઠા સંબંધી ભૂગોળનું જ્ઞાન અવશ્ય હોવું

જ જોઈએ. એજન્સિ, દરેક સંસ્થાન, તાલુકો, જિલ્લો કે પ્રાંતની માહીતી મેળવવાથી ઘણા લાભ થાય છે.

આ પુસ્તક છપાવી પ્રગટ કરવા માટે ઉત્સાહ પ્રેરનાર ઉદારચિત માનવંતા અને મહીકાંઠામાં પ્રજાનું હિત અને કેળવણીનો ફેલાવો કરવાનું જેના હૃદયમાં નિરંતર વાસ કરી રહેલું છે; એવા નેક નામ. મે. કટોસણ ઠાકોર સાહેબે ઉદાર આશ્રય આપી મદદ કરી છે, તેથી તેઓ નામદારનો અંતઃકરણપૂર્વક આભારી છું.

આ પુસ્તક લખવામાં તેમજ એજન્સિ બંધારણ વગેરે સંબંધી કેટલીક વિશેષ માહીતી આપવામાં મ્હને મ્હારા પરમ શુભેચ્છક સ્વર્ગસ્થ રા. રા. દામોદર મહાશંકર ભટ્ટ, મહીકાંઠા એજન્સિના કેળવણી ખાતાના અધ્યાપક સ્વર્ગસ્થ ડે. એ. ઇ. પ્રભુરામભાઈ મૂળજીરામ ભટ્ટ, હાલના ડે. એ. ઇ. મહમદમીઆં ઉસમાનમીઆં કુરેશી, સ્કોટકોલેજના હેડમાસ્તર, હરિલાલ ચંદુલાલ ઠાકોર, સ્વર્ગસ્થ એજન્સિ સિરસ્તેદાર, અંબાલાલ પ્રભુદાસ, સાક્ષર ચતુર્ભુજ માણકેશ્વર ભટ્ટ, પેન્શનર થાણદાર મૂળચંદ ઉત્તમદાસ, ગોવરધનદાસ ધર્મચંદ અને શિક્ષક બંધુઓ, અને એજન્સિ સ્ટાફના ઘણા અનુભવી સદ્‌ગૃહસ્થોએ આ પુસ્તક વાંચી સુધારી તેમજ મારા અભ્યાસ અને અનુભવમાં વધારો થાય, તેવા હેતુથી જે જે કીમતી સલાહ અને સૂચનાઓ આપી છે તેથી હું તેમનો અંતઃકરણપૂર્વક આભારી છું.

પ્રેમચંદ રાયચંદ મેલ ટ્રેનિંગ કોલેજના સ્વર્ગસ્થ પ્રિન્સિપાલો રાવ સાહેબ માધવલાલ હરિલાલ દેસાઈ અને રાવબહાદુર કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી, જેઓ મ્હારા ટ્રેનિંગ કોલેજના શિક્ષાગુરુ છે; તેમણે કીમતી અને વિદ્વતા ભરેલા ભૂગોળના શિક્ષણ વિષેના સને ૧૮૯૨ થી આજ સુધીનાં ગુજરાત શાળાપત્રોમાં જે જે લેખો લખ્યા છે. તેમાં સૂચવેલી સૂચનાઓ અનુસાર આ પુસ્તકની સંકળના રચવામાં આવી છે, તેથી તેઓ સાહેબોનો; આ પુસ્તક યોજવામાં એજન્સિ અધિકારી સાહેબોએ મને જે કીમતી સૂચના આપી છે, તેથી તેમનો; અને આ પુસ્તક લખવામાં મેં જે જે પુસ્તકોની મદદ મેળવી છે તે તે પુસ્તકોના કર્ત્તાઓનો; તેમાં ખાસ કરીને ઈડર સંસ્થાનની ભૂગોળ લખવામાં રા. રા. જોગીદાસની ભૂગોળથી મને ઘણી ઉપયોગી સહાય મળી હતી, તેથી તેમનો; એ સૌનો અંતઃકરણપૂર્વક આભારી છું.

સાદરા. તા. ૧-૧-૧૪ | ભાઈચંદ પૂંજાદાસ શાહ.

# અનુક્રમણિકા.

## ભાગ ૧ લો.

# ભૂગોળની મુખ્ય સંજ્ઞાઓ.

## દિશાઓ.

દિશાઓ ચાર છે; **પૂર્વ**, **પશ્ચિમ**, **ઉત્તર** અને **દક્ષિણ**.

જે બાજુએ સવારમાં સુરજ ઉગે છે, તે બાજુને **ઉગમણી** અથવા **પૂર્વ દિશા** કહે છે.

જે બાજુએ સાંજે સુરજ આથમે છે, તે બાજુને **આથમણી** અથવા **પશ્ચિમ** દિશા કહે છે.

પૂર્વ દિશા ભણી મોં કરી ઉભા રહીએ તો ડાબા હાથ તરફ જે દિશા તેને **ઉત્તર દિશા** કહે છે, અને જમણા હાથ તરફની દિશાને **દક્ષિણ દિશા** કહે છે.

## ખુણાઓ.

**સુચનાઃ**—ખુણા શિખવવા માટે કાળા પાટીઆ ઉપર અથવા ભોંયપર મોટો ચોરસ કાઢવો, તે ચોરસની બાજુપર દિશા પ્રમાણે નામ લખવાં, પછી તેના સામસામા ખુણા સાંધીને છોકરાને વચમાં ઉભો રાખવો, પછી ખુણાની સમજણ પાડવી. બે બાજુ વચ્ચે જે જે ખુણા આવે તેનાં નામ બોલતાં અને લખતાં શિખવવાં.




ખુણા ચાર છે. **વાયવ્ય**, **ઈશાન**, **નૈર્ઋત્ય** અને **અગ્નિ**. ઉત્તર અને પશ્ચિમ દિશા વચ્ચેના ખુણાને **વાયવ્ય** ખુણો કહે છે. ઉત્તર

અને પૂર્વ દિશા વચ્ચેના ખુણાને **ઇશાન** ખુણો કહે છે. પશ્ચિમ અને દક્ષિણ દિશા વચ્ચેના ખુણાને **નૈૠર્ત્ય** ખુણો કહે છે. પૂર્વ અને દક્ષિણ દિશા વચ્ચેના ખુણાને **અગ્નિ** ખુણો કહે છે.

મુખ્ય ચાર દિશાઓ અને ચાર ખુણાઓ મળીને આઠ દિશાઓ થાય છે. માથા ઉપરની દિશા તે **આકાશ** અને પગ નીચેની દિશા તે **પાતાળ દિશા** મળી દશ દિશાઓ થાય છે.

**સૂચનાઃ**—બની શકે તો નિશાળના ઓરડામા જમીન ઉપર હોકાયંત્ર પેઠે ગોઠવીને પાસેની આકૃતિ જેવી મોટી આકૃતિ કેટલીક મુદ્દત ટકે એવી કાઢવી, જ્યારે દિશાઓની હકીકત કહેવી પડે, ત્યારે આ આકૃતિનો ઉપયોગ કરવો, જેથી દિશાઓની સારી સમજણ પડશે.



**નકશાની દિશાઓ:**—નકશો બધા દેખી શકે તેમ સામી ભીંત કે લાકડાની ઘોડી ઉપર ટાંગવો. તો નકશાની ઉપરની બાજુને **ઉત્તર દિશા,** નીચેની બાજુને **દક્ષિણ દિશા,** જોનારના જમણા હાથ તરફની બાજુને **પૂર્વ દિશા,** અને ડાબા હાથ તરફની બાજુને **પશ્ચિમ દિશા** કહે છે.

**સૂચનાઃ**—નકશાની દિશાઓ અને કુદરતી દિશાઓ એક જ છે, તે બાળકોને સમજાવવા માટે નકશાને ભોંય ઉપર પાથરવો, અને ઓરડાની દિશા પ્રમાણે નકશાની દિશાઓ મેળવવી પછી નકશો એમને એમ ઉપાડી ભીંત ઉપર લટકાવવો. જેથી કુદરતી દિશાઓ અને નકશાની દિશાઓ વચ્ચેનો ભેદ સમજાશે.

## વ્યાખ્યાઓ*

**સૂચનાઃ**—આમાં આપેલી તમામ ભૂગોળની સંજ્ઞાઓ એકી સામટી ગોખાવવાની કે શીખવી દેવાની નથી; પરંતુ ભૂગોળના પાઠ શિખવતાં

---

* સને ૧૮૯૩ ના ગું૦ શા૦ પત્રમાં "સ્થળ વિષે પાઠો" એ મથાળા નીચે વ્યાખ્યાઓનું શિક્ષણ કેવી રીતે આપવું તે સમજાવેલું છે.

વખતે જે નવી ભૂગોળની સંજ્ઞા શિખવવાની આવે તે **મોડલ** ( નમુના ) દ્વારા શિક્ષકે શિખવવી જોઈએ. આવા નમુના નદી, તળાવ, ગામની પડોશના ઉંચા નીચા ટેકરા, ઝરણ વગરે સ્થળે વિદ્યાર્થીઓને લઈ જઈને તેમને પ્રત્યક્ષ બતાવી, તે ઉપરથી ડુંગર, નદી, બેટ, ભૂશિર, દ્વીપકલ્પ, સંયોગીભૂમિ, સામુદ્રધુની વગેરે શબ્દોની સંજ્ઞા અવલોકનદ્વારા સંગીન રીતે શીખવી શકાય છે.

**નકશો**:—દેશ કે તેના કોઈ ભાગનો કાગળપર ચિત્રેલો નમુનો કે આકાર.

પૃથ્વીની સપાટીના **કોરી જમીન** અને **પાણી** એવા બે ભાગ છે. કોરી જમીન નક્કર અને જડ છે.

**કોરી જમીન**:—એના ત્રણ વર્ગ થઈ શકે છે; **સપાટ પ્રદેશ, પર્વતો અને ખીણો.** જમીનનો મોટો ભાગ તદ્દન સપાટ અને સરખો હોય તેને **સપાટ પ્રદેશ** કે **મેદાન** કહે છે.

## ૧ સપાટ પ્રદેશ કે મેદાન.

૨. કેટલાંક ઘરના સમુદાયને **ફળીઉં, વાસ, મહોલ્લો** કે **પોળ** કહે છે.

૨. જેમાં થોડાં ઘર અને ફળીઆં આવેલાં હોય તેને **ગામ** કહે છે.

૩. નાનું ગામ હોય અને જ્યાં જુજ ઘર હોય તેને **પરું** કે **ગામડું** કહે છે.

૪. જે ગામમાં વસ્તી વિશેષ હોય, અને ગામ કરતાં સહેજ મોટું હોય તેને **કસ્બો** કહે છે.

૫. જ્યાં ગામ કે કસ્બાથી વસ્તી વિશેષ હોય, ઘણાં મોટાં ઘરો અને બજારો હોય, અને વેપાર ધમધોકાર અને સારો ચાલતો હોય તેને **શહેર** કહે છે.

૬. જે ગામ કે શહેરમાં રાજા કે રાજાનો મુખ્ય અધિકારી રહે છે તે ગામ કે શહેરને **રાજધાની** કહે છે.

૭. જે શહેર નદી કે દરીઆ કનારે આવેલું હોય અને ત્યાંથી વહાણુ કે આગબોટ મારફતે માલ ચઢતો ઉતરતો ( આવતો જતો ) હોય તેને **બંદર** કહે છે.

૮. જે સ્થળે રેલવે ( આગગાડી ) મારફતે માણુસો ( ઉતારૂઓ–પાસેન્જરો ) અને માલ ચઢતો ઉતરતો હોય, અને ત્યાં થોડો વખત રેલવે ઉભી રહેતી હોય તે સ્થળને **રેલવે સ્ટેશન** કહે છે.

૯. જે સડક ઉપર આગગાડી દોડતી હોય તેને **રેલવે** કહે છે, અને જ્યાં આગગાડીના જુદા જુદા ઠેકાણે જવાના રસ્તા મળે છે તે જગા **જંકશન** કહેવાય છે.

૧૦. કેટલાંક નાનાં મોટાં ગામ એક જથે આવેલાં હોય તેવાં ગામોના સમુદાયને **તાલુકો, મહાલ** કે **પરગણું** કહે છે,

એક કે વધારે ગામ પોતાની માલકીનાં જેમને હોય છે, તેમને **તાલુકદાર** કહે છે, અને તેમના હસ્તકના મુલકને **તાલુકો** કહે છે.

તાલુકાના પેટા ભાગને ખાલસામાં **મહાલ** કહે છે. બરોડા રાજ્ય, ઈડર અને બીજાં સંસ્થાનોમાં તાલુકાને પણ **મહાલ** કહે છે.

તાલુકો, મહાલ કે પરગણું જેના હવાલામાં હોય છે, તે અમલદારને એજન્સિમાં **તાલુકદાર,** જિલ્લામાં **મામલતદાર** અને બીજાં મોટાં દેશી રાજ્યોમાં **વહીવટદાર** કે **મહાલકરી** કહે છે.

૧૧. કેટલાક તાલુકાઓ એકઠા જોડી બનાવેલા અમુક ભાગના અંગ્રેજ સરકારના ખાલસા મુલકને અથવા પ્રાંતના નાના ભાગને **જિલ્લો** કહે છે, અને તેનો વહીવટ કરનાર અમલદારને **કલેકટર** કહે છે.

૧૨. દેશી રાજાના તાબાના મુલકને **સંસ્થાન** કહે છે.

૧૩. નાના દેશી રાજ્યને **તાલુકો** કહે છે.

૧૪. કેટલાંક દેશી રાજ્યો કે તાલુકાઓનો સમૂહ કે જેના ઉપર અંગ્રેજ સરકારની દેખરેખ હોય તેને **એજન્સિ** કહે છે, અને તેનો વહીવટ કરનાર અમલદારને **પોલિટિકલ એજંટ** કહે છે.

૧૫. ઇલાકાના વિભાગને અથવા કેટલાક જિલ્લા, એજન્સિઓ અને **સંસ્થાનથી** બનેલા મુલકને **વિભાગ કે પ્રાંત** કહે છે. તેના ઉપરીને **કમિશ્નર** કહે છે.

૧૬. કેટલાક વિભાગ કે પ્રાંત અને દેશી રાજ્યોથી બનેલા મુલકને **ઇલાકો** કહે છે. ઇલાકાના ઉપરીને **ગવર્નર** કહે છે.

૧૭. કેટલાક ઇલાકા, **પ્રાંતો** અને મોટાં દેશી રાજ્યો મળીને જમીનનો મોટો ભાગ બનેલો હોય, અને જેમાં એકજ ભાષા બોલનારા કે એક જ ધર્મના ઘણા લોકો વસતા હોય તેને **દેશ** કહે છે.

૧૮. પૃથ્વી ઉપરની જમીનના જે મોટા પાંચ ભાગ ઠરાવેલા છે, અને જેમાં ઘણા દેશો આવેલા હોય છે તે દરેકને **ખંડ** કહે છે.

ખંડ પાંચ છે. **એશિઆ, યુરોપ, આફ્રિકા, અમેરિકા** અને **આસ્ટ્રેલિઆ**, પહેલા ત્રણ ખંડને **જુની દુનિયા**, અને બાકીના બેને **નવી દુનિયા** કહે છે.

૧૯. જમીનના થોડા ઉંચાણવાળા ભાગને **ટેકરી**, વિશેષ ઉંચાણવાળા ભાગને **ટેકરો**, અને તેથી ઘણા ઉંચાણવાળા ભાગને **ડુંગર** કહે છે.

૨૦ જમીનના ઘણા ઉંચાણવાળા ભાગને અથવા ઉંચા અને મોટા ડુંગરને **પર્વત કે પહાડ** કહે છે.

૨૧ પર્વતના છેક નીચલા ભાગને **તળાટી કે તળેટી** કહે છે.

૨૨ પર્વતના છેક ઉપલા ભાગને **ટોચ કે શિખર** કહે છે.

૨૩ શિખર અને તળેટી વચ્ચેના ભાગને **પર્વતની સપાટી કે પર્વતની બાજુઓ** કહે છે.

૨૪ ઘણા ગાઉ સુધી એક બીજાને અડીને ડુંગરો આવેલા હોય. તેને **ડુંગરોની હાર** કહે છે.

૨૫ પર્વતો ઘણા ગાઉ સુધી તળીએથી એક બીજાને અડીને જોડાઈ જતા હોય તેને **પર્વતોની હાર** કહે છે.

૨૬ ડુંગરો કે પર્વતોની વચ્ચે આવેલા નિચાણ ભાગને **ખીણ**

કહે છે; જ્યાં પર્વતો ઘણા પાસે પાસે હોય, ત્યાં તે સાંકડી, અને જ્યાં પર્વતો છેટે છેટે આવેલા હોય, ત્યાં ખીણ પહોળી હોય છે.

૨૭ ડુંગર કે પર્વતને મથાળે આવેલી સપાટ જમીનને અથવા પહાડો ઉપર આવેલા પ્રદેશને **ઉચ્ચ પ્રદેશ** કહે છે.

૨૮ લગભગ સપાટ જમીનના વિસ્તારેલા ભાગને **મેદાન** અથવા **પ્રદેશ** કહે છે.

૨૯ જે ઉંચી જગાએથી જુદી જુદી દિશાઓમાં પાણીનાં ઝરણો વહે છે. તેને **જળક્ષેપપ્રદેશ કે જળાશય** કહે છે.

૩૦ પહાડોમાં થઈને જવા આવવાના માર્ગને **ઘાટ** કહે છે.

૩૧ પહાડ કે જમીનની અંદર થઈને જવાય એવા પહાડ કે જમીનને કોરીને બનાવેલા માર્ગને **ટનલ** કહે છે.

૩૨. જે જમીન ઉપર ઘણા ગાઉ સુધી રેતી પથરાએલી હોય તે ભાગને **રણ** કહે છે.

૩૩ રણમાં કોઈ કોઈ સ્થળે ઝાડપાનવાળી ખેડાણ કરવા લાયક, અને વસવા લાયક જમીન હોય, અને ત્યાં પાણી વગેરે મળી શકે તેમ હોય, તો તેવા સ્થળને **રણદ્વીપ** કહે છે.

૩૪ ચારે બાજુએ પાણીથી વીંટળાએલા જમીનના ભાગને **દ્વીપ**, **બેટ** કે **ટાપુ** કહે છે,

૩૫ જે જમીનની ત્રણે બાજુએ દરીઓ આવેલો હોય, અને એક બાજુ જમીન સાથે જોડાએલી હોય તેને **દ્વીપકલ્પ** કહે છે.

૩૬ જમીનના બે મોટા ભાગને સાંધનારો જમીનનો નાનો ( સાંકડો ) ભાગ તેને **સંયોગભૂમિ** કહે છે.

૩૭ જમીનની અણી લાંબી થઈને સમુદ્રમાં ગએલી હોય તેને **ભૂશિર**, ( જમીનનું માથું, છેડો, અણી, ) **કેપ** અથવા **પોઈન્ટ** કહે છે.

૩૮. જમીનનો જે ભાગ નદી, દરીઓ, કે પાણીના કોઈ ભાગની લગોલગ આવેલો હોય તેને **કિનારો કે કાંઠો** કહે છે,

૩૯ બે નદી વચ્ચેનો પ્રદેશ તેને **દોઆબ** કહે છે. **દો**=બે અને **આબ**=પાણી.

૪૦ દરીઆમાં પાણીની સપાટી અંદર ઊંચા ટેકરા કે ડુંગર આવેલા હોય તેવા ડુંગરો કે ટેકરાને **ખડક** કે **ખરાબો*** કહે છે.

૪૧ ઉંચા ખડકો કોરીને નદી ઉંડાણમાં વહે છે તેવા નદીના ઉંચા ખડકોને **કૅનન** કહે છે.

૪૨ કોઈ કોઈ વખતે ઘણા જોરથી પૃથ્વીના પડના નીચેના ભાગમાંથી ખડકનો ઓગળેલો રસ, પત્થર, વરાળ, વગેરે બહાર ધશી આવી ઉંચે ફેંકાય છે. પત્થર, રાખોડી વગેરે ઘણે દૂર સુધી જઈ પડે છે. ઓગળેલો રસ નીકળીને બહાર ફરી જાય છે, અને શંકુ આકારમાં તેના પહાડો બને છે. તેની વચ્ચે મોટી નાળ જેવું વિશાળ મોં હોય છે, અને તે નાળ પૃથ્વીના પડમાં છેક નીચે ગરમીવાળા ભાગ સાથે સંધાએલી હોય છે. તેમાંથી **બળતો રસ ( લાવા ) વરાળ, રાખોડી** વગેરે કાયમ નીકળ્યાં કરે છે. આવા બળતા પહાડને **જ્વાળામુખી** કહે છે.

૪૩ ઘણી વખત ઘણા માઇલો સુધી પૃથ્વીનું પડ હાલતું માલમ પડે છે, અને થોડી વાર હાલીને સ્થિર થઈ જાય છે આને **ધરતીકંપ** કહે છે.

મહાસાગરમાં અમુક અમુક અંતર સુધી ગરમ પાણીના જે પ્રવાહો ચાલે છે તેમને **ગલ્ફસ્ટ્રીમ** અને **કયુરોસીવો** કહે છે.

સમુદ્રની અંદરના પ્રવાહોની દિશાનો આધાર પૃથ્વીની દૈનિક ગતિ, અને પ્રવાહોની નજીક આવેલા ખડકના ઉંચાણ, નિચાણવાળા ભાગો ઉપર આધાર રાખે છે. મહાસાગરોના પ્રવાહોમાં **ગલ્ફસ્ટ્રીમ** અને **કયુરોસીવો** એ મુખ્ય છે.

દરીઆનો એક પ્રવાહ દક્ષિણ અમેરિકાના પૂર્વ કિનારા તરફ આવે છે. તેના બે ફાંટા છે; એકને **બ્રાઝિલિઅન પ્રવાહ** કહે છે. બીજો ઉત્તરમાં

---

* ગામની જે જમીન ખેડાણમાં આવી શકે તેવી, ખેડાણ લાયક ન હોય તેવી, પડતર જમીનને પણ **ખરાબો** કહે છે.

મેક્સિકો અખાતમાં જાય છે. ત્યાંથી પાછો ફરી ઈશાન ખુણા તરફ વળી છેક ઈંગ્લાંડ સુધી જાય છે, અને આખા યુરોપને પશ્ચિમ કિનારે ઉષ્ણતા ફેલાવે છે; અને અમેરિકાથી ઈંગ્લાંડ જતાં વહાણોની ગતિમાં તે મદદગાર થઈ પડે છે, આ મહાન પ્રવાહને **ગલ્ફસ્ટ્રીમ** કહે છે.

પાસિફિક મહાસાગરમાં દક્ષિણ મહાસાગર તરફથી એક પ્રવાહ ઉત્પન્ન થઈ દક્ષિણ અમેરિકાના પશ્ચિમ કિનારા તરફ આવે છે. ત્યાંથી પશ્ચિમમાં મરડાઈ આસ્ટ્રેલિઆ સુધી પહોંચે છે, તેનો એક મોટો ફાંટો ફિલિપાઈન અને જાપાન તરફ જાય છે. આ પ્રવાહને **ક્યુરોસીવો** ( ક્યુરો–કાળો+સીવો–સમુદ્ર =કાળો પ્રવાહ ) કહે છે; તે પોતાનું ગરમ અને કાળું પાણી એશિઆને પૂર્વ કિનારે ઉત્તર તરફ લઈ જાય છે.

## પાણીના વિભાગો.

૧. ઉંચા ટેકરા કે નાના નાના ડુંગરોમાંથી પાણી ઝમી ઝમીને જે પ્રવાહ ચાલે છે તેને **ઝરો** કે **ઝરણું** કહે છે.

૨. વરસાદના પાણીનો પ્રવાહ થોડા ગાઉ સુધી જતો હોય તેને **વહેળો** કે **નાળું** કહે છે.

૩. મીઠા પાણીનો જે પ્રવાહ પર્વત કે સરોવરમાંથી નીકળી ઢળતી જમીનમાં વહી સમુદ્રને મળે છે તેને [૧]**નદી** કહે છે.

૪. જે જગાએથી નદી નીકળે છે તેને નદીનું **મૂળ** કહે છે.

૫. જે જગાએ નદી સમુદ્રને મળે છે તેને નદીનું **મુખ** કહે છે.

૬. એક નદી બીજી નદીને જે ઠેકાણે મળે છે તે ઠેકાણાને **સંગમ** કહે છે.

૭. સમુદ્રને મળતાં પહેલાં ભરતીનું પાણી માંહે આવે, એવું નદીનું જે પહોળું મુખ હોય છે તેને [૨]**ખાડી** કહે છે.

---

૧. **નદીના કિનારા**:—નદીના મુખ તરફ મોં રાખી ઉભા રહીએ, તો ડાબી બાજુએ જે કિનારો આવે છે તે **ડાબો** કિનારો; અને જમણી બાજુએ જે કિનારો હોય તે **જમણો** કિનારો કહેવાય છે,

૨. ખાડીને અંગ્રેજીમાં **ચાનલ** પણ કહે છે.

૮. જમીનથી વીંટળાએલા પાણીના નાના ભાગને **તળાવ** અને મોટા ભાગને ( મોટા તળાવને ) **સરોવર** કહે છે.

૯. ઉંચા પર્વત ઉપરથી ઉંચેથી પાણીનો પ્રવાહ નીચે ધોધ બંધ પડતો હોય તેને **જળધોધ** કે **ધોધ** કહે છે.

૧૦. ચારે બાજુએ પાણીથી વીંટળાએલા જમીનના ભાગને **દ્વીપ, બેટ** કે **ટાપુ** કહે છે.

૧૧. પૃથ્વી ઉપરના ખારા પાણીના પાંચ ભાગ કર્યાં છે તે દરેકને **મહાસાગર** કહે છે. મહાસાગર પાંચ છે. **ઉત્તર મહાસાગર, આટલાંટિક મહાસાગર, હિંદી મહાસાગર, દક્ષિણ મહાસાગર,** અને **પાસિફિક મહાસાગર.**

૧૧. મહાસાગરથી નાના કે તેના ભાગને **સમુદ્ર, સાગર** કે **દરીઓ** કહે છે.

૧૪. પહોળા મહોડાના કે પહોળા અખાતને **ઉપસાગર** કહે છે.

૧૫. પાણીના બે મોટા ભાગને સાંધનારા પાણીના નાના ભાગને **સામુદ્રધુની**[1] કહે છે.

૧૬. જમીનનો જે ભાગ દરીઆ લગોલગ આવેલો હોય તેને **સમુદ્રકાંઠો** કે **સમુદ્રકિનારો** કહે છે.

૧૭. સમુદ્રની અંદર પાણીની સપાટીની લગભગ ઉંચા ટેકરા આવેલા હોય, કે જેને વહાણ કે આગબોટ અથડાય, અને તેથી તે ભાગી હોનારત થાય તેવી જગા જણાઈ આવે, તેથી તેવા સ્થળે ઉંચો થાંભલો ચણી તેમાં દીવા રાખે છે. તેને **દીવાદાંડી** કહે છે.

૧૮. જે સ્થળે વહાણ કે આગબોટ લંગર કરે છે. તેને **બારૂ** કહે છે.

૧૯. આગબોટો કિનારા પાસે આવી દરીઆમાર્ગે આવતો માલ લઈ શકે અથવા ઉતારી શકે તેવી સગવડ સારૂ બારામાં જે બાંધ-કામ કરેલું હોય છે, તેને **ગોદી** કે **ડૉક** કહે છે.

---

૧. **ધુની** એટલે **નદી**–બે સમુદ્ર વચ્ચે જોડનારો નાનો નદી જેવો પાણીનો ભાગ.

૨૦. નદી એક કે ઘણાં મુખે સમુદ્રને મળવાથી તે સ્થળે જમીનનો જે ભાગ ત્રિકોણ આકારે બને છે તેને **ડેલ્ટા** કહે છે.

૨૧. ખેતીવાડીના ઉપયોગ સારૂ ખેતરોમાં પાણી પુરૂં પાડવા માટે નદીમાંથી જે ફાંટા (વહેળા) કાઢેલા હોય છે. તેમને **નહેર–કેનાલ** કહે છે. આવી નહેર **હાથમતી** નદીમાંથી ખોદેલી છે.

૨૨. દરીઆમાં મુસાફરી કરવા, અને દરીઆ પારના દેશોમાં માલ લાવવા લઈ જવા માટે વરાળયંત્રથી ચાલતું વહાણ કે જેને **આગબોટ** કે **સ્ટીમર** કહે છે.

૨૩. જે સ્ટીમર દરિઆઈ લડાઈ લઢી શકે તેવી બનાવેલી હોય તેને **મનવાર** કહે છે

૨૪. બરાબર દરીઆમાં મુસાફરી કરવા અને એક સ્થળેથી બીજા સ્થળે દરીઆમાર્ગે કિનારે કિનારે માલ લઈ જવા, લાવવા માટે વરાળયંત્ર ગોઠવ્યા સિવાયના મોટાં તરતાં વહાણો બનાવેલાં હોય છે તેને **નૌકા** કે **વહાણ** કહે છે. આવાં વહાણો દરીઆ કાંઠે મુસાફરી કરે છે.



# મહીકાંઠા એજન્સિની
## સામાન્ય ભૂગોળ.

### પ્રકરણ ૧ લું.

**એજન્સિ:**—જેમ ઘણા તાલુકા મળી જિલ્લો બને છે તેમ ઘણાં નાનાં નાનાં દેશી રાજ્યો (એક જથે આવેલાં હોય અને તે બધાં) ના રાજકારભાર ઉપર દેખરેખ રાખવાને એક **અંગ્રેજ** અધિકારી–પોલિટિકલ એજંટની નીમણુક કરવામાં આવેલી હોય તેવાં સઘળાં રાજ્યોના સમૂહને **એજન્સિ** કહે છે.

**મહીકાંઠા એજન્સિ નામ પડવાનું કારણ**:–ગુજરાતનો મુલ્કી અને લશ્કરી ભાગ, જેને **મરાઠા મહીકાંઠો** કહેતા, તે નામ પ્રમાણે **મહીકાંઠા** એજન્સિ એ **મહી** નદીના કાંઠા ઉપરનો પ્રદેશ નથી. વાસ્તવિક જોતાં ગાયકવાડ **સરકારને** પોતાનું લશ્કર ગુજરાતના જે ભાગમાં લઈ જવું પડતું હતું તે સર્વ ભાગને એટલે **મહી નદીની ઉત્તર તરફના મુલકને મહીકાંઠા*** કહે છે.

* ગુજરાતમાં, રજપુત, મુસલમાન અને મરેઠાની સત્તા હતી, ત્યારથીજ **મહી** નદીની આજુબાજુનો મુલક **મહીકાંઠા** નામથીજ ઓળખાતો આવ્યો છે. **રાસમાળા** ભા૦ ૨ પ્રકરણ ૯ ના પૃષ્ઠ ૧૪૫ ના પેરેગ્રાફમ **લુણાવાડા મહીકાંઠામાં** ગણેલું છે. એ વખતે **વાડાશિનોરનો** પ્રદેશ **લુણાવાડાના નામથી** ઓળખાતો હતો. ભા૦ ૨ ના ૯ મા પ્રકરણના ૧૪૪ મા પૃષ્ઠમાં **મહીકાંઠાની હદ** "**મહી** નદીના ઉત્તર તરફ **લુણાવાડાથી ચોસીના, આ** બાજી અને બનાસ સુધીના પ્રદેશને **મહીકાંઠા** ગણેલો છે. એ સમયે **મહીકાં-**

**સ્થાન અને ક્ષેત્રફળ:**—આ એજન્સિ ગુજરાત પ્રાંતની ઉત્તરમાં ૨૩°–૫' અને ૨૪°–૩૫' ઉત્તર અક્ષાંસ વચ્ચે ૭૨°–૨૧' અને ૭૩°–૪૫' પૂર્વ રેખાંશ વચ્ચે આવેલી છે. અને વધારેમાં વધારે લંબાઈ ૯૦ માઇલ અને પહોળાઈ ૬૦ માઇલના આશરે છે. એનું ક્ષેત્રફળ ૩૧૨૪ ચોરસ માઇલ અને કૂલ વસ્તી ૪,૫૦,૪૭૮ માણસની છે. પશ્ચિમે સાદરાથી અહમદનગર સુધીની જમીન દરીઆની સપાટીથી ૩૭૧ાા ફીટ ઉંચી છે.

**સીમા:**—એ એજન્સિ મુંબઈ ઇલાકાની છેક ઇશાનખુણામાં આવેલી છે. એની ઉત્તરે **શિરોહી** અને **મેવાડનો** ડુંગરી મુલક; પશ્ચિમે **પાલણપુર** સંસ્થાન, ગાયકવાડ સરકારના **ખેરાલુ**, **વડનગર**, કડી અને **વીજાપુર** મહાલ અને **અમદાવાદ** જિલ્લાનાં ગામો; દક્ષિણે **અમદાવાદ** જિલ્લો, **ખેડા** જિલ્લો, ગાયકવાડ સરકારનું **દહેગામ** પરગણું અને રેવાકાંઠા એજન્સિનાં **લુણાવાડા** અને **વાડાશિનોર** સંસ્થાનો; પૂર્વે ડુંગરપુરનું રાજ્ય, રેવાકાંઠાનું **વાડાશિનોર** સંસ્થાન અને **ખેડા** જિલ્લો આવેલાં છે.

આ એજન્સિની દક્ષિણમાં **અમદાવાદ** જિલ્લાનો **પ્રાંતીજ** તાલુકો અને **મોડાસા** પેટા મહાલ, તેમજ ગાયકવાડ સરકારનો

---

ઠામાં **મહી** નદી આવેલી હતી. **મહી** નદીની દક્ષિણથી છેક **નર્મદા** નદી સુધીના પ્રદેશમાં જે સંસ્થાનો આવેલાં હતાં તે **રેવા** પરનાં સંસ્થાનો અને **મેવાસના** નામથી ઓળખાતાં, સરકારે રાજ્યવ્યવસ્થા સારૂ **લુણાવાડા** અને **વાડાશિનોરને** રેવાકાંઠામાં ગણી લીધાં; અને ત્યારપછી ઉત્તરનો મુલક ( ઈડર, **દાંતા**, ગાબઠ, **માલપુર** વગેરે સંસ્થાનો ) અસલથી **મહીકાંઠા** નામથી ઓળખાતો હતો માટે તેનું તેજ નામ કાયમ રાખેલું છે. ( ગુ૦ શાળાપત્ર સને ૧૯૧૪ પૃષ્ઠ. ૧૫૮. )

અમદાવાદ જિલ્લાનું ક્ષેત્રફળ ૩૮૨૪ ચો. માઇલ અને વસ્તી ૮,૯૦૯૧૧ છે, તે આ એજન્સિથી ક્ષેત્રફળ માત્ર ૭૦૦ ચો. માઇલ વધારે છે, છતાં વસ્તી પોણા બે ગણી છે.

મુલક આવેલો છે. વચ્ચે વચ્ચે આ એજન્સિનો મુલક પણ તેમાં સેળભેળ થયો છે.

**સાબરમતી** નદી જાણે કે **મહીકાંઠા** એજન્સિની પશ્ચિમે ઉભી હદ બાંધતી હોય તેમ આવેલી છે. **સાબરમતીની** પશ્ચિમે આ એજન્સિનો દાંતા અને ગઢવાડાનો મુલક, તે સિવાય **માણસા**, **વરસોડા** અને **પેથાપુર** તાલુકા આવેલા છે. બાકીની હદ ગાયકવાડ સરકારના મુલકથી થયેલી છે. છેક ચુંવાળમાં આ એજન્સિનો કટોસણ જિલ્લો આવેલો છે. દક્ષિણનો કેટલોક મુલક **ખેડા** જિલ્લાને લગતો આવેલો છે, સિવાય બાકીનો મુલક ઘણોખરો એક જથે છે.

**એજન્સિના વિભાગો**:—આ એજન્સિ ૧ રાજ, ૨ **સંસ્થાનો**, ચઢતા ઉતરતા દરજ્જાના અનુક્રમે ૪, ૮, ૯ મળી ૨૧ તાલુકા, અને છેક નાના બીજા ૨૮ તાલુકા મળી, બાવન સ્ટેટોની બનેલી છે.

આ એજન્સિમાં મોટું રાજ્ય ઈડરનું છે, અને તે છેક ઉત્તરમાં આવેલું છે: **પોળો** અને દાંતાનાં સંસ્થાન ઈડરથી નાનાં છે: **માલપુર**, **માણસા**, **મોહનપુર** અને કટોસણ તાલુકા તેથી નાના છે, સિવાયના બીજા તાલુકા તેથી પણ નાના છે.

આ એજન્સિના ૭ વિભાગ કરેલા છે. તેને **પરગણાં** કહે છે.

**૧ નાની મારવાડ**:—(૧૫) એમાં ઈડરના **મહારાજા અને તેમના ભાયાતો; પોળો, દાંતા, માલપુર, મગોડી, સુદાસણા, વલાસણા,** ગાબટ, **હુડોલ, સતલાસણા, ઝાલુસણા, ચાંડપ,**[1] **ટીંબા, ઊંબરી, મોટા કોઠારણા,** એ તાલુકા છે.

**૨. રહેવર જિલ્લો**:—(૬) એ રહેવર રજપુતોનો મુલક છે; તેમાં **મોહનપુર**, **રણાસણ**, વડાગામ, **રૂપાલ**, દધાળિઆ અને **બોલુંદરા**, એ તાલુકા છે.

---

૧ **ચાંડપ**:—એ મતાદારી ગામની હકુમત ગઢવાડા થાણામાં એજન્સિ હસ્તક છે.

**૩ સાબરકાંઠો**:—( ૧૩ ) એ **સાબરમતી** નદીની પૂર્વ દિશાએ આવેલા ઠાકોરોનો મુલક છે; તેમાં ઇલોલ, પ્રેમપુર, **ખેડાવાડા**, કડોલી, **દેરોલ**, તાજપુરી, વક્તાપુર, હાપા, દેધરોટા અને **લીખી** તાલુકા છે. અને **સાબરમતીની** પશ્ચિમ દિશાએ આવેલા **માણસા**, **પેથાપુર** અને **વરસોડા** એ તાલુકા પણ એમાં સમાવેલા છે.

**૪. વાત્રકકાંઠો**:—( ૧૦ ) **વાત્રક** નદીની બન્ને બાજુએ આવેલા ઠાકોરોનો આ મુલક છે; તેમાં ઘોડાસર, પુનાદરા, ખડાલ, **આંબલીઆરા**, **સાઠંબા**, **રમાંસ**, ડાભા, ઝેર,[1] નિરમાળી, અને **બારમુવાડા**[2] એ તાલુકા છે.

**૫. બાવીશી જિલ્લો**:—( ૩ ) આ જિલ્લો કોળી લોકોનાં ઘણાં ગામો મળીને થએલો છે. તેમાંનાં કેટલાંક ગામો ગાયકવાડ અને **અંગ્રેજ** સરકારના મુલકમાં વીખરાએલાં છે. એ વિભાગમાં **વાસણા** તાલુકો, **સાદરા** સિવિલ સ્ટેશન[3] અને **બાવીશીનાં** મહેવાસી ગામો આવેલાં છે. આ જિલ્લો **પ્રથમ** ગાયકવાડના દહેગામ પરગણાનો ભાગ હતો; પરંતુ ત્યાંના લોકો કબજે નહિ રહેવાથી આ એજન્સિને સોંપવામાં આવ્યો છે, ત્યારથી આ એજન્સિનો તે વિભાગ થયો છે.

૬. કટોસણ જિલ્લો:— ( ૧૧ ) એ બધો ચુંવાળના

---

૧ ઝેર, નિરમાળી:—એ બે તાલુકા ગાયકવાડ અને **માંડવાના** મીઆંશ્રીના ભાગીલા છે, તેથી હકુમત વાત્રકકાંઠા થાણામાં એજન્સિ હસ્તક છે.

૨ બારમુવાડા:—એ મતાદારી તાલુકાનો આંકડો **બાવીશીથી** જુદો છે માટે તેને વાત્રકકાંઠામાં ગણેલો છે, પણ તેમાં×મતાદારી ગામો હોવાથી તેનો વહીવટ બાવીશી થાણામાં એજન્સિ હસ્તક છે,

**ચાંડપ, ઝેર, નિરમાળી** અને **બારમુવાડા** આ ચાર મતાદારી તાલુકા ( ઠાકોરોના નહિ ) હોવાથી તેની ગણતરી તાલુકાઓમાં ગણેલી નથી.

૩ સાદરા સિવિલ સ્ટેશન કે બન્દરની ગણતરી તાલુકામાં ગણેલી નથી, કેમકે તેની જમીન **વાસણા** ઠાકોરની છે. અને હકુમત એજન્સિની છે.

મકવાણા ઠાકોરોનો મુલક છે. ગાયકવાડ સરકારના કડી પરગણાની પશ્ચિમે આ જિલ્લાના જુદા જુદા તાલુકા છે. તેમાં કટોસણ, મગુના, તેજપુરા, મેમદપુરા, દેલોલી, કસલપુરા, વીરસોડા,[1] પાલજ, રામપુરા, ઈજપુરા, અને રાણીપુરા તાલુકા છે.[2]

ઉપરનાં ૭ પરગણામાં વાત્રકકાંઠાનો પેટાભાગ મહીસા ગણતાં આ એજન્સિના ૫૯ ભાગ છે. થાણાના ૪ નવા ભાગો તેમાં મેળવતાં ૬૩ ભાગ છે. તેમાં ૧૭ રજપુત ઠાકોર,[3] ૩૧ મકવાણા ઠાકોર[4] અને ૪ મોલેસ્લામ[5] ઠાકોરોના મળી બાવન તાલુકા છે.

---

૧ અસલ "**વીસરોડા**" મૂળ પુરુષ વીસાજીના નામ ઉપરથી છે.

૨ કટોસણ જિલ્લામાં કટોસણ તાલુકા સિવાયના બીજા જે તાલુકાઓ છે તે કટોસણ તાલુકામાંથી થએલા છે.

૩ **નાની મારવાડમાં** ૭. ઈડર, દાંતા, પોળો, માલપુર, વલાસણા, સુદાસણા અને મગોડી; **રહેવરજિલ્લામાં** ૬ મોહનપુર, રણાસણ, વડાગામ, દધાળિઆ, રૂપાલ અને બોલુંદરા; **સાબરકાંઠામાં** ૩. માણસા, પેથાપુર અને વરસોડા અને **બાવીશીમાં** વાસણા મળી સત્તર તાલુકા રજપુત ઠાકોરોના છે.

૪ **નાની મારવાડમાં** ૯. ગાબટ. હડોલ, સતલાસણા; ભાલુસણા, ટીંબા, ઊંબરી, મોટા કોઠારણા. **સાબરકાંઠામાં** ૧૦ ઈલોલ, પ્રેમપુર, ખેડાવાડા, કડોલી, દેરોલ, તાજપુરી, વકતાપુર, હાપા, દેધરોટા અને લીખી. **વાત્રકકાંઠામાં** ૩ ઘોડાસર, આંબલીઆરા, સાઠંબા અને **કટોસણ જિલ્લામાં** ૧૧. કટોસણ, મગુના, તેજપુરા, મેમદપુરા, દેલોલી, કસળપુરા, વીરસોડા, પાલજ, રામપુરા, ઈજપુરા અને રાણીપુરા એ અગીઆર. મળી ૩૧ તાલુકા મકવાણા કોળી ઠાકોરોના છે.

૫ **વાત્રકકાંઠામાં** ખડાલ, પુનાદરા, રમાંસ અને ડાભા એ ચાર તાલુકા મોલેસ્લામ મીઆંના છે અને તે લાલના માંડવા ( એ ગાયકવાડના મુલકમાં વાત્રકકાંઠા લગોલગ છે.) માંથી થએલા છે. આ તાલુકાના મીઆંના મૂળ પુરુષ મૂળે રજપુત હતા, પણ પાછળથી કોળીની કન્યા પરણી, રજપુતની જાત ખોઈ મકવાણા થયેલા, તે પછી ગુજરાતના પાદશાહની નોકરી અને મદદમાં રહી, ઇસ્લામી ધર્મ કબુલી, જમીનના પટા મેળવ્યા.

**થાણાસર્કલનું બંધારણ:**—ઉપર જણાવેલાં ૭ પરગણાંમાં કેટલાક છઠ્ઠા અને સાતમા વર્ગના બહુ નાના તાલુકા છે, તેથી તેમનો રાજ્યવહીવટ એજન્સિ હસ્તક રાખેલો છે. એવા એક જથે આવેલા તાલુકાના જુદા જુદા સમુદાય ઠરાવેલા છે. તેને "જિલ્લો કે થાણું" એવી સંજ્ઞા આપેલી છે. આ એજન્સિમાં એવાં પાંચ થાણાં કે જિલ્લા છે. તેનો વહીવટ સરકાર તરફથી ચાર થાણદાર અને એક ડેપ્યુટિ થાણદાર કરે છે. સાદરા બજાર એ એજન્સિનું હેડક્વાટર સ્ટેશન છે તેને સાદરા સિવિલ સ્ટેશન કહે છે. તેનો વહીવટ સાદરા બજાર કારકુનની મદદથી હજુર ડેપ્યુટિ પોલિટિકલ એજંટ ચલાવે છે.

૧ **બાવીશી થાણું:**—આ થાણાનું સદર સ્ટેશન ડભોડા છે. પ્રથમ મુખ્ય બાવીસ ગામોનો સમૂહ હતો તેથી બાવીશી કહેવાય છે.

૨ ગઢવાડા થાણું:—એમાં સતલાસણા, ભાલુસણા, હડોલ, ટીંબા, ઊંબરી અને મોટાકોટારણા એ તાલુકા છે. એનું સદર સ્ટેશન સતલાસણા છે.

કટોસણ થાણું:—એમાં મગુના, તેજપુરા, વીરસોડા, પાલજ, દેલોલી, કસળપુરા, મેમદપુરા, ઈજપુરા, રામપુરા અને રાણીપુરા એ તાલુકા છે ત્યાંનું સદર સ્ટેશન સાંથળ છે.

૪ સાબરકાંઠા થાણું:—એમાં બોલુંદ્રા, દેરોલ, ખેડાવાડા, કડોલી, વક્તાપુર, પ્રેમપુર, દેધરોટા, તાજપુરી, હાપા, લીખી, અને દધાળિઆ એ તાલુકા છે. એનું સદર સ્ટેશન વક્તાપુર છે.

૫ વાત્રકકાંઠા થાણું:—એમાં ઝેર, નિરમાળી, રમાંસ, ગાબટ, ડાભા, એ તાલુકા, અને માંડવા અને પુનાદરા તાલુકાનું ભાગીલું

---

૧ ખડાલ, પુનાદરા, રમાંસ અને ડાભા તાલુકદારોને તેમની અરજથી સરકારે ઠાકોર લખવા ઠરાવ્યું છે.

લુનાળ[1] ગામ અને મહીસા પેટા થાણું એ આવેલાં છે. અને એનું સદર સ્ટેશન **નિરમાળી** છે.

**સાદરા સિવિલ સ્ટેશન**—એમાં **સાદરા બજાર** છે. એ સિવિલ સ્ટેશન અને એજન્સિનું હેડકવાટર છે.

**દેખાવ**:—આ એજન્સિની ઉત્તર સરહદે ગઢવાડા, દાંતા અને ઈડર સ્ટેટની છેક ઉત્તરનો ભાગ **આબુ** પર્વત, **મેવાડ** અને **આરા-સૈંકાર**ના પહાડોને લગતા નાના નાના ડુંગરોથી, તેમજ ઈશાન અને પૂર્વ સરહદનો ભાગ, મોટા ઉદેપુર અને ડુંગરપુરના નાના નાના ડુંગરોથી છવાએલો છે. તેમાંથી નાની નાની નદીઓ નીકળે છે.

**મોડાસા** અને **માલપુર** નજીક ડુંગરપુરના પહાડના નીચા પણ લાંબા ફાંટા આવ્યા છે. તે આગળ જતાં જમીન સરસા થઈ જાય છે. ત્યાં જમીન ખડકવાળી દેખાય છે. આ પ્રદેશમાં થઈ કેટલીક નદીઓ નીકળે છે. તે **ગાયકવાડી દહેગામ** તાલુકામાં થઈ નૈઋત્ય-ખુણુ તરફ વહે છે. કેમકે તે તરફની જમીન ઢાળ પડતી છે.

**ખેડા** જિલ્લાની સરહદ તરફ ખડકો પથરાએલા નથી, તેથી તે તરફના પ્રદેશમાં ફળદ્રુપ ખેતરો આવેલાં છે.

**અમનગર**ની દક્ષિણમાં **અમદાવાદ** જિલ્લાના **પ્રાંતીજ** તાલુકાના રેતાળ અને સપાટ પ્રદેશમાં થઈ **હાથમતી** અને બીજી નદીઓ વહે છે. **હાથમતી**ની દક્ષિણે જમીન નીચી ઉંચી થતી જાય છે.

ઉત્તરે **મેવાડ**ના ડુંગરોમાંથી **સાબરમતી** નીકળે છે, અને તે આ એજન્સિની પશ્ચિમ દિશાએ છેક ઉત્તરમાંથી દક્ષિણ તરફ વહે છે.

**કટોસણ** જિલ્લો **ગાયકવાડી કડી** મહાલની લગોલગ છેક પશ્ચિ-મમાં આ એજન્સિથી તદ્દન અલગ આવેલો છે, તેની લગોલગનો ગાયકવાડ સરકારનો અને **વીરમગામ** તાલુકાનો કેટલોક મુલક

---

1. અસલ અહીં તેર નાળ હતી, તે ઉપરથી તેલનાળ થયેલું લાગે છે.

ચુવાળ[1] કહેવાય છે. તે પ્રદેશ રેતાળ હોઈ કંઈક ઉચો છે.

**પર્વતો:—**મહીકાંઠામાં બહુ ઉંચા પર્વતો આવેલા નથી; પરંતુ ઉત્તર અને ઈશાન તરફથી છેક પૂર્વ સરહદનો મુલક મેવાડ અને ડુંગરપુરના ડુંગરોથી છવાએલો છે. ઉત્તરે અંબાભવાનીના સ્થળને લીધે પ્રખ્યાત **આરાસૈકોર,** ગબ્બર, અને **આબુના** નાના નાના ઘણા ડુંગરો વગેરે છે. તે પણ **આરાવળીના** દક્ષિણ પશ્ચિમ છેડાના ભાગ છે.

**નદીઓ:—**આ એજન્સિનો ઉત્તર અને ઈશાન સરહદનો મુલક છેક પૂર્વ સરહદ સુધી ડુંગરાળ હોવાથી તેમાંથી ઘણી નદીઓ નીકળે છે.

આ એજન્સિમાં નદીઓ બે દિશામાં વહે છે. જે નદીઓ ઈશાન તરફના ડુંગરોમાંથી નીકળે છે, તે નૈઋર્ત્ય તરફ ઢાળ હોવાથી તે તરફ વહે છે, અને જે ઉત્તરમાંથી નીકળે છે તેનો ઢાળ દક્ષિણ તરફ હોવાથી દક્ષિણ તરફ વહે છે. એકે નદીમાં વહાણ ફરી શકતાં નથી. તેમ હાથમતી સિવાય એકેનું પાણી ખેતીને પુરૂં પાડવાના ઉપયોગમાં લેવાતું નથી,

આ એજન્સિમાં સૌથી અગત્યની મુખ્ય નદીઓ સાત આવેલી છે. તે ઉપરાંત ઈડર સંસ્થાનમાંથી ૧૩ દાંતાના ડુંગરાળ મુલકમાંથી બીજી આઠ નાની નદીઓ અને તેથી પણ ઘણી નાની નાની નદીઓ અને વહેળા પણ આ એજન્સિના ડુંગરાળ પ્રદેશમાંથી નીકળે છે..

**મુખ્ય નદીઓઃ—(૧) સાબરમતી** (૨૦૦ માઇલ):-એ મેવાડના ડુંગરમાંથી ઢેબર તળાવમાંથી નીકળી દાંતા અને ઈડર સંસ્થાનની હદમાં થઈ દક્ષિણ તરફ વહે છે. ત્યાં તેને બીજી નાની

---

૧ અસલ એ મુલકમાં ૪૪ ગામ હતાં, તેથી ચુમ્માલીશ—ચુંવાળી—ચુંવાળ કહેવાય છે. ચુંવાળ માટે કહેવાયછે કે:—

"તોછડી બોલી ટુંકાં પેરણાં, ઝાડ જવલ્લે ને ઝાંખરાં ઘણાં;
સસલાં હરણને કાળિયાર તણાં, ચુંવાળે ટોળાં રઝળે ઘણાં.

નાની ઘણી નદીઓ મળે છે. આ નદી **ઊંડણી, વલાસણા, વરસોડા, સાદરા, વાસણા, પેથાપુર** અને **અમદાવાદ** થઈ આગળ વહેતાં **ખંભાતના અખાતને** મળે છે. તેને **પ્રાંતીજ** તાલુકાની વાયવ્ય સરહદ તરફ **સંગપુર** આગળ **હાથમતી** મળે છે. ત્યાંથી એ **(સાબર) સાબરમતી** નામથી ઓળખાય છે. ખેડા જિલ્લામાં રડુની વાયવ્ય ખુણામાં ધોળકા નજીક **ખારી** નદી અને ધોળકાની ઈશાનખુણમાં **વૌઠા** આગળ **વાત્રક નદી ( માઝમ, શેઢી, મેશ્વો** એ ત્રણ સાથે ) મળે છે. **સાબરમતીને વાત્રકનો** જ્યાં સંગમ થાય છે; તેની પૂર્વે **પાલ્લા** અને પશ્ચિમે **વૌઠા** આવેલાં છે. અહીં દર કાર્તિકી પૂનેમે મેળો ભરાય છે. તે પાંચ દહાડા રહે છે. **વૌઠા** ઘણું પવિત્ર ગણાય છે, કેમકે ત્યાં **સાબરમતી, હાથમતી, ખારી, માઝમ, મેશ્વો, વાત્રક** અને **શેઢી,** એ સાત નદીઓનાં જળ એકઠાં થાય છે, કળિ-યુગમાં આ નદી ઉત્તર ગુજરાતની નદીઓમાં પવિત્ર ગણાય છે. જેથી આજુબાજુના ગામોના લોકો વાર તહેવારે નહાવા આવે છે.

**સાબરમતી** વધારેમાં વધારે ૫૧૭ યાર્ડ પહોળી છે, મૂળ તરફ એના કાંઠા ઉંચા છે. મુખ તરફ તે જમીનની સપાટી સાથે વહે છે. કોઈ કોઈ વાર રેલ આવવાથી કંપ ઠરવાથી તેના કાંઠાની જમીન ભાઠાવાળી બનાવે છે, અને કોઈ કોઈ વાર રેતી પાથરી ખેડવા લાયક જમીનને નકામી કરે છે. કંપથી બનેલી ભાઠાની જમીનમાં **તમાકુ** અને રેતાળ જમીનમાં **સક્કરટેટી** અને **બટાટાનો** પાક ઉતરે છે.

**( ૨ ) સરસ્વતી--કુવારકા;**—આ પવિત્ર નદી **દાંતા** સંસ્થાનની ઉત્તરે આવેલા **મેણાગર** ડુંગરમાંથી નીકળી **કોટેશ્વર** મહાદેવ પાસે થઈ, દાંતા રાજ્યને સરહદ કરી **સિદ્ધપુરથી** આગળ વહેતાં **કચ્છના** રેતીના રણમાં સમાઈ જાય છે, **દાંતા** રાજ્યમાં તેને બીજી નાની નાની કેટલીક નદીઓ મળે છે. આ નદી દરીઆને મળતી નથી, પણ રણમાં સમાઈ જાય છે. તેથી કુંવારકા ગણાય છે, અને પવિત્ર મનાય છે. તેથી તેમાં નહાવા માટે ઘણા યાત્રાળુઓ તેના

મૂળ **કોટેશ્વર** આગળ અને **સિદ્ધક્ષેત્ર-શ્રી સ્થળ** કે **સિદ્ધપુર** યાત્રાર્થે જાય છે. દર કાર્તિકી પૂનેમે તથા ગ્રહણ વગેરે પર્વણિને દિવસે ઘણા લોકો સિદ્ધપુર તીર્થમાં સ્નાન માટે એકઠા થાય છે.

( ૩ ) **હાથમતીઃ—પાલ**ની પેલી તરફના ઘઉંવાના ડુંગરમાંથી નીકળી **ભીલોડા, તાજપુરી** અને **અહંમદનગર-હીંમતનગર** આગળ વહી **સાબરને સંગપુર** આગળ મળે છે. તે નદી ઉપર **અહંમદનગર** આગળ ઈડર જવાના માર્ગ ઉપર પત્થરનો પૂલ બાંધેલો છે. વળી આ નદીનું પાણી વહી જતું અટકાવી ખેતીના ઉપયોગમાં લેવા માટે **અમનગર** આગળ બાંધકામ કરેલું છે. ત્યાં પાણી વહેતું અટકે છે. તેમાંથી નહેર કાઢેલી છે. તેમાંથી તેના કાંઠાનાં ખેતરોમાં પાણી આપવામાં આવે છે, પ્રાંતીજ આગળ **હાથમતી** નદીનો બંધ બાંધેલો છે તે **બોખ** ( બોખ-ફાટ, ચીરો ) એ નામે પ્રસિદ્ધ છે. **સાબરમતી** અને +**બોખ**નો ખાડો ઉત્તર દક્ષિણ વહે છે.

( ૪ ) **ખારી** ( ૧૦૫ ):—**અમનગર**થી ઈશાને દશેક માઇલ છેટેના ડુંગરમાંથી નીકળી, **મોહનપુર** પટાના ઉત્તર ભાગમાં થઈ, નૈઋત્ય તરફ ૧૦૫ માઇલ વહી, **રહુ**ની વાયવ્ય ખુણામાં ધોળકા પાસે **સાબરમતી**ને મળે છે. એનું પાત્ર છીછરૂં અને વાંકું છે. **મોહનપુર** પટાના ભાગમાં થઈને વહેતાં, એને **પ્રાંતીજ** તાલુકામાં **ખારવા**

---

+ **બોખ**નો ખાડો લાંબો પહોળો હોઈ **સાબર** અને **હાથમતી**ના સંગમ આગળ શરૂ થઈ દક્ષિણ તરફ વહે છે. એ પાણીથી ભરેલા ખાડા અને બાની પોચી જમીનના કડકાની હાર છે. એમાં જે સૌથી મોટો છે તે **મોટો બોખ** કહેવાય છે. તેણે ૧૫૬ એકર જમીન રોકી છે, અને તે ૩૦ ફુટ ઉંડો છે.

નાનો બોખ **પ્રાંતીજ**ની પશ્ચિમે ૩૫ એકર વિસ્તારમાં છે. એ સરાસરી ૪ ફુટ ઉંડો છે. **મુંઢાસણ** આગળ **ખારી** નદી **બોખ**ના ખાડામાં સમાઈ જાય છે. ચોમાસામાં પુષ્કળ પાણી **બોખ**માંથી **ખારી** નદીમાં જાય છે, પણ કોરી-સુકી મોસમમાં તેમ થતું નથી, દંતકથા એવી છે કે **અહંમદશાહ**ના વસાવેલા **અમદાવાદ**ને પુરતું પાણી પુરૂં પાડવા તેના હુક-

અને **ખાજવા** એ બે નાની નદીઓ મળે છે. **પ્રાંતીજ** તાલુકામાં વહેતી, ગાયકવાડી દેહગામ તાલુકામાં થઈ, **અમદાવાદ** જિલ્લાનો દસક્રોઈનો પૂર્વ ભાગ પસાર કરી એ **ખેડા** જિલ્લામાં દાખલ થાય છે. તેના પર **ધનીઓલ, કુંથાપરા, ચારીસણા, નાંદોલ, સાણોદા** અને **ડભોડા** વગેરે ગામો આવેલાં છે. એ ૨૦ ફુટથી વધારે પહોળી નથી.

દસક્રોઈ તાલુકામાં **ધામતવાન** આગળ દક્ષિણ તરફનો ઢાળ લઈ એ કેટલાંક વર્ષથી **મેશ્વો**ને મળી જવાનું વલણ ધરાવે છે, પણ તેમ થતું અટકાવવાને માટીનો બંધ બાંધી લેવામાં આવ્યો છે; આગળ જતાં **ખેડા** જિલ્લામાં આ નદીમાંથી કાંસ કાઢીને આશરે સો વર્ષથી આસપાસનાં ગામોમાં ડાંગર પકવવાને તેનું પાણી લેતાં હતાં, તેથી વારંવાર મરામત ખર્ચ ઘણો થતો હતો, જેથી સાઠેક વરસ ઉપર કાયમનું ચુનાગચ્છી બાંધકામ કરી લેઈ સરકારે ડાંગરના પાક માટે પાણી લેવાની સગવડ કરી આપેલી છે. આ નદી ચોમાસા સિવાય આખું વર્ષ વહેતી નથી, એટલે ચોમાસા પછી કેટલીક મુદ્દતે ઉનાળાની શરૂઆતમાં આગળ વહેતાં સુકાઈ જાય છે.

**મેશ્વો, માઝુમ** અને **વાત્રક** એ ત્રણે નદીઓ ડુંગરપુરની દક્ષિણેથી નીકળે છે. તેઓનું વહેણ નૈઋર્ત્ય તરફનું છે. એ ત્રણેમાં **વાત્રક** સૌથી લાંબી છે. **વાત્રક** અને **માઝમ, મોડાસા** પેટા મહાલમાં થઈને વહે છે. એ ત્રણેનાં પાત્ર સાંકડાં છે. પાણીના વહેણના ઘસારાથી તેમાં નાના મોટા સુંવાળા થએલા કાંકરા તથા પથરા ઘણા છે.

( ૫ ) **માઝુમ-માઝમ**:—**મહીકાંઠા** અને ડુંગરપુરની વચ્ચે આવેલા ડુંગરમાંથી નીકળી **મોડાસા, વડાગામ, આંબલીઆરા** આગળ વહી, થોડે છેટે **લાલના માંડવા** પાસે **વાત્રકને** મળે છે.

( ૬ ) **મેશ્વો**:—એ **મેવાડના** ડુંગરોમાંથી નીકળી **ખારી** નદીની સમાંતરમાં વહે છે, અને તે **હરસોલ** આગળ થઈ આગળ જતાં **ખેડાથી** ઉત્તરે થોડે દૂર **વાત્રકને** મળે છે. તેના ઉપર **સામેરા**,

---

મથી હાથમતીને પુસ્તો બાંધી સાબરમતીમાં વાળી હતી, તેથી બોખ એ હાંથમતીનો જૂનો પ્રવાહ માર્ગ છે.

**શામળાજી, ઓલુંદરા, આકરોલ, રણાસણ, મોહનપુર, હરસોલ, સાહેબજીના મુવાડા, કડજોદરા, લવાડ, હરખજીનામુવાડા, હરસોલી, લીહોડા,** વગેરે ગામો આવેલાં છે. આ નદી ઉપર **હરસોલ** નજીક ઈંટથી ચણેલો મજબુત પૂલ બાંધેલો છે.

(૭) **વાત્રક–વેત્રવતી** ( ૧૫૧ માઇલ. ) એ ડુંગરપુરના દક્ષિણ તરફના ડુંગરોમાંથી **મેવાડના સેતુમન** શહેર પાસે, વાંસના બોથામાંથી નીકળી **મહીકાંઠાની** નૈઋર્ત્ય ખુણમાં **મેઘરજ, માલપુર, મગોડી,** ગાબટ, **રમાંસ,** ડાભા, **માંડવા, પુનાદરા, આતરસુંબા, ખડાલ, ઘોડાસર, મહેમદાવાદ,** આગળ **અમદાવાદ** જિલ્લાના **પ્રાંતીજ** તાલુકામાં અને **ખેડા** જિલ્લામાં વહે છે; તેને **માંડવા** નજીકમાં **માઝમ, ખેડાની** ઉપલી ગમ પાંચ માઇલ ઉપર **મેશ્વો** અને **ખેડામાં શેઢી** મળે છે. આ ત્રણે નદીઓનું એકઠું જળ–**વાત્રક નદી** આગળ વહેતાં **પાલ્લા** અને **વોઠા** આગળ **સાબરમતીને** મળે છે.

(૮) **વરાંશીઃ**—એ નાની નદી છે, અને તે નૈઋર્ત્ય કોણમાંથી વાડાશિનોરના ડુંગરમાંથી નીકળી **કોટડા, બાયડ, ઝેર, નિરમાળી** આગળ વહી **મહોર નદી** કે જે વાડાશિનોરના **વીરપુરના** ડુંગરમાંથી નીકળે છે; તેને કપડવણજ પાસે મળે છે. વરાંશી નાની નદી છે, છતાં તેમાં હંમેશાં પાણી રહે છે. આગળ જતાં ૨૦ માઇલ પર **મહોરને લુણી** નદી મળે છે. ત્યાંથી **મહોર** આગળ પાંચ માઇલ વહીને **શેઢીને,** અને **શેઢી ખેડા** આગળ **વાત્રકને** મળે છે.

**તળાવોઃ**—આ એજન્સિમાં કુદરતી સરોવર કે તળાવ નથી પણ બંધાવેલાં નાનાં મોટાં ઘણાં તળાવો છે. કેટલાકમાં આખું વર્ષ પાણી રહે છે, તે ઢોરના પીવામાં આવે છે. સિવાય બીજા કામમાં આવતું નથી. તેમાંના ૪ તળાવ મોટાં અને જાણવા લાયક છે, અને તે ઈડર રાજ્યની હદમાં આવેલાં છે.

**૧ રાણી તળાવઃ**—ઈડરની ઈશાને અર્ધા માઇલ ઉપર ૯૪

એકર જમીનમાં છે, તેની ઉંડાઈ ૧૭ ફુટ છે. એની પૂર્વ બાજુ પગથીઆં ચણેલાં છે. એ ઇ. સ. ના ચૌદમા સૈકામાં ઇડરના રાવભાણની રાણીએ બંધાવેલું છે એમ કહેવાય છે. તેથીજ તેને **રાણી તળાવ** કહે છે.

૨ **કરમાબાઈ તળાવ**:—એ શામળાજીની ઉત્તરમાં ૧૩૪ એકર જમીનમાં છે. તેની ઉંડાઈ ૧૫ ફીટ છે. આ તળાવ કોઈ ઋષિએ વગર હથિયારે ફક્ત હાથથી કરેલું એમ કહેવાય છે. તેની દક્ષિણ બાજુએ ૮૮ ફુટ જેટલામાં પગથીઆં છે.

૩ **બાપસર તળાવ**:—એ બાપસરની પાસે ૧૮૨ એકરમાં છે. તે ૧૫ ફુટ ઉંડાઈનું છે, તેનું થોડુંક પાણી ખેતીના ઉપયોગમાં આવે છે. ઉપરનાં ત્રણે તળાવોમાં પાણી બારેમાસ રહે છે.

૪. **હુડાદનું તળાવ**—એ હુડાદથી એક માઇલ છેટે છે. તે ૭૯ એકર જમીનમાં છે તેને પગથીઆં નથી. આનું પાણી આઠ માસ રહે છે. તેનું થોડુંક પાણી ખેતીના ઉપયોગમાં આવે છે.

## *જળાશયોના પાણીનો ખેતીમાં ઉપયોગ.

આ એજન્સિની કેટલીક નદીઓનાં પાત્ર ઉંડાં હોવાથી અને તેમના કાંઠા ઉંચાં હોવાથી તેમનું પાણી ખેતરોમાં ઝાઝું લેવામાં આવતું નથી. તોપણ સાબરમતી અને ખારી નદીઓમાંથી કિનારે ઢેંકવાં કરી કોસવડે પાણી ખેંચી ખેતરોમાં પાણી પાય છે.

કુવાઓનું પાણી ખેતરોમાં કોસવડે પવાય છે. તેમાં મહેનત, વખત અને ખર્ચ ઘણો થાય છે. આ એજન્સિનો દક્ષિણ તરફનો પ્રદેશ રેતાળ અને પાણી ઉંડાં હોવાથી ત્યાં કુવા ૫૦ થી ૭૦ હાથ ઉંડા અને બાકીના સ્થળમાં ૩૦ થી ૬૦ હાથ સુધી ઉંડા હોય છે.

આ એજન્સિમાં ખેતીને મદદ કરી શકાય તેવાં તળાવો નથી, તેથી તળાવોનું પાણી ખેતીના ઉપયોગમાં લઈ શકાતું નથી.

નહેરો વડે ખેતરોમાં જથાબંધ પાણી પૂરું પાડી શકાય: પરંતુ

* **જળાશયો**—પાણીનાં સ્થળો:-કુવા, વાવ, નદી, તળાવ, નહેરો વગેરે.

આ એજન્સિનું ભોંયતળીઉં રેતાળ હોવાથી લાંબા અંતર સુધી પાણી વહેવડાવી લઈ જતાં ઘણુંખરૂં પાણી જમીનમાં ઉતરી જાય, અને જ્યાં પાણી શોષી લે એવું ભોંયતળીઉં નથી ત્યાં એવડી મોટી નદી આવેલી નથી કે નહેરો થઈ શકે, તોપણ એવી એક નહેર **હાથમતી** નદીમાંથી **અમનગરથી** હેઠ **વાળીરૂડા** સુધીની ૨૦ માઇલની ખોદી છે, અને તે આગળ જતાં **ખારી** નદીમાં મેળવી દીધી છે. આ નહેરનું પાણી આજુબાજુનાં ખેતરોમાં ડાંગરના ક્યારડા, શેરડી અને બીજા વાવેતરને આપવામાં આવે છે. **હાથમતીની નહેર** સિવાય બીજી કોઈપણ નહેર આ એજન્સિમાં નથી.

* **આબોહવા—મહીકાંઠાની** ઉત્તરમાં તથા પૂર્વમાં ઉંચી જમીનની હવા વધારે ઠંડી છે, બાકીની ગુજરાતના બીજા ભાગોના જેવીજ છે. **ઑક્ટોબર** આખરમાં ઠંડી ઋતુ શરૂ થાય છે. અને સવારે સાંજે બહુ ટાઢ પડે છે. **નવેમ્બરથી ફેબ્રુઆરિ** સુધી એ ચાર મહીનામાં હવા વિશેષે કરીને રમણીય રહે છે. **ડીસેમ્બર** અને **જાન્યુઆરિમાં** બહુજ ટાઢ પડે છે: **એપ્રિલથી** ગરમીની ઋતુ શરૂ થાય છે. **જૂનના** પહેલા અડવાડીઆમાં ગરમી બહુ અકળાવે છે. વાદળાં થાય છે, પણ વરસાદ ઝાઝો પડતો નથી. **જુલાઈમાં** અને **સપ્ટેમ્બર**ના પહેલા ભાગમાં વિશેષ વરસાદ પડે છે. **માર્ચથી જૂન** સુધી પશ્ચિમનો અને વાયવ્ય તરફનો: **જુલાઈથી સપ્ટેમ્બર** સુધી નૈઋર્ત્ય તરફનો: **ઑક્ટોમ્બરથી** તે **ફેબ્રુઆરિ** સુધી ઉત્તર અને ઈશાનનો પવન હોય છે.

**શિઆળો, ઉનાળો,** અને **ચોમાસું** એવી ત્રણ ઋતુ છે. **શિઆળાની** ઋતુ **નવેમ્બરથી ફેબ્રુઆરિ** સુધી ગણાય છે, આ ઋતુમાં ઈશાન તરફનો સુકો પવન વાય છે, તેથી સાધારણ રીતે ટાઢ વધારે

* **આબોહવા**—(આબ-પાણી+હવા-હવા) હવાપાણી.

**સાદરામાં** વરસાદની સરાસરી ૨૯ ઇંચ આવે છે, કેટલાંક વર્ષોમાં ૩૦ ઇંચ ઉપરાંત અને વધારેમાં વધારે ૪૧ ઇંચ ૬૫ દોકડા વરસાદ પડયો હતો.

પડે છે. કોઈ કોઈ વાર અતિશય ટાઢથી હિમ પડે છે, ત્યારે ખેતરો-માંના છોડ તદ્દન બળી જઈ બહુ નુકસાન થાય છે. આ ઋતુમાં સાધારણ રીતે પારો વધારેમાં વધારે ૫૦ અંશથી નીચે જતો નથી.

**માર્ચથી જૂન** આખા સુધી **ઉનાળો** છે. આ ઋતુમાં પશ્ચિમનો પવન વાય છે, અને દિવસે અતિશય તાપ પડે છે. **જાન્યુઆરિ**માં કમીમાં કમી સરાસરી ગરમી ૫૬ અંશ અને વધારેમાં વધારે ૮૦ અંશ જેટલી હોય છે. **મે** માસમાં ગરમીનું પ્રમાણ વધતું જઈ ૧૦૦ થી ૧૧૦ અંશ સુધીનું હોય છે. આ એજન્સિના દક્ષિણ અને મધ્ય ભાગના પ્રદેશમાં ઉનાળામાં અને બીજી ઋતુમાં તાપ વિશેષ પડે છે. કારણકે તે પ્રદેશ રેતાળ હોવાથી ઝટ તપી જાય છે. ડુંગરાળ પ્રદેશમાં ડુંગરોના ઉંચાણ અને સખત જમીનને લીધે ત્યાં દક્ષિણ અને મધ્ય ભાગ કરતાં તાપ કમી લાગે છે. મધ્ય ભાગમાં તાપ વધારે પડે છે. તે કેરી, ટેટી, રાયણ વગેરે ફળના પાકને લાભકારક છે. **ફેબ્રુઆરિ** અને **જૂન** એ બે મહીના તંદુરસ્ત ગણાય છે.

**ચોમાસાની** ઋતુ **જૂન** આખરથી **ઑકટોમ્બર** આખર સુધી ગણાય છે. **ઑકટોમ્બર**માં મંદવાડ વિશેષ હોય છે: કેમકે ચોમાસામાં પડેલા વરસાદનું પાણી સુકાવા માંડે છે, અને તેમાં ભળેલી કોહેલી વસ્તુમાંથી ખરાબ ઝેરી **મેલેરિઆ** હવા નીકળે છે, તેથી એ મહીનામાં ઘણા જણને તાવ આવે છે. આ ઋતુમાં સરાસરી વરસાદ ૩૦ થી ૩૫ ઇંચ સુધી પડે છે, **ઈડર, દાંતા,** ગઢવાડા, **માલપુર, મોડાસા,** એ તરફના પહાડી મુલકમાં ૩૫ થી ૪૦ ઇંચ અને કોઈ વખતે તે કરતાં પણ વધારે વરસાદ પડે છે. ડુંગરાઉ પ્રદેશની હવા કેટલીક જગોએ ઘણી મુદ્દત સુધી **મેલેરિઆ** રહે છે. કેટલીક જગાનાં હવાપાણી ઘણાંજ ખરાબ ગણાય છે.×

---

× નઠારાં હવાપાણીની પ્રતીતિરૂપ લોક કહાણી બોલાય છે :—

**પાલ, પહાડા ને પાનરવા, પોશીના ને પોળો;**
પાંચે પખ્પા પ્રાણ લે, જેમ વાગે તોપનો ગોળો.

ગુજરાતના બીજા ભાગ કરતાં આ એજન્સિના મધ્ય અને દક્ષિણ ભાગમાં તાપ કંઈક વિશેષ પડતો હોવાથી હવા સુકી ગણાય છે: તેથી ઘણા માણસોનાં શરીર અને મગજ વધારે કલાક સુધી લાગલાગટ કામ કરવાને અશક્ત હોય છે. **સાદરા** અને તેની નજીકની આબોહવા સુકી હોવાથી **સાદરાબજાર**ની આરોગ્યતા સારી છે.

આ એજન્સિના દક્ષિણ સિવાયના કુવા, વગેરે પાણીનાં સાધનવાળા ભાગોમાં ત્રણ પાક ઉતરતા હોવાથી ખેડુતોને આખું વર્ષ કામ પહોંચે છે; તેથી તેઓ બીજા ખેડુતો કરતાં વધારે ઉદ્યોગી અને શરીરે વિશેષ મજબુત બને છે.

---

## પ્રકરણ ૨ જું.

### પેદાશ.

**૧. ખનીજ પેદાશ. (૧ પત્થર)**:—ડુંગરોમાં કીમતી ધાતુ કે કીમતી ખનીજ પદાર્થ મળવાનો સંભવ છે માટે તેની શોધ થવાની જરૂર છે. ઈડર સંસ્થાનમાં **અમનગર** અને આસપાસની જમીનનું બંધારણ પત્થરનું બનેલું હોવાથી **અમનગર, સવગઢ-પાણપર,** પરબડા, **મોતીપુરમાં મોટી મોટી સારા પત્થરોની ખાણો છે, આ પત્થર ઘણો કઠણ અને મજબુત હોવાથી તેના ઉપર કોતરકામ ઘણું સારૂં થાય છે. અમનગર પટાના બેરણા** ગામે **ઘંટી** લાયક ઘણા સારા પત્થર નીકળે છે.

ઈડર સંસ્થાનમાં **શામળાજી** પાસે **ભેટાળી** ભોમીઆ સરદારનું ગામ છે. ત્યાં એક જાતનો પત્થર નીકળે છે; જેના ચુનાને **ભેટાળીઓ**

---

પોશીનાના **આકળ** અને **વ્યાકળ** એ બે વહેળાના પાણી વિશે દંતકથા છે કે:—

આકળ પૂછે વ્યાકળને કે આવ્યા છે પરદેશી ભાઈ,
નહાશે નહિ તો બોળશે પાગ, મરશે નહિ તો આવશે તાવ;
આવ્યા છે વાંકે અંબોડે, તે મોકલીશ માથે બોડે.—

કહે છે. તે દેવળો તથા મકાનોમાં ચુના ઉપર સાગોળ કરવાના કામમાં આવે છે. તેને ઘુંટયાથી કાચ જેવો ચળકાટ મારે છે.

હાલમાં દેઘામડા નજીક સુંવાળા પત્થરની ખાણ માલમ પડી છે. તે વીજળી લાઇટના દીવાની આસપાસ મૂકવા માટેની કપડાની જાળી બનાવવાના ઉપયોગમાં આવે એવો કીમતી છે. આવી જાતના પત્થરની ખાણ હિંદુસ્તાનમાં ફક્ત મદ્રાસ ઇલાકામાંજ છે.

અમનગર આસપાસ સાબરકાંઠા થાણાની કેટલીક જમીન પત્થરમય છે, તેથી વકતાપુર, ખેડાવાડા, હાપા, કડોલી અને ઈલોલ વગેરે સ્થળેથી પુષ્કળ પત્થરો નીકળે છે. તે પૈકી લાલ તથા ધોળા ઇમારતી કામમાં, અડદીઓ ઘંટી બનાવવા, મેટલ સડકપર પાથરવા, અને ચુનાનો પત્થર, ચુનો પાડવાના ખપમાં આવે છે. આ ખાણો અમનગરની ખાણો જેવી પ્રખ્યાત નથી.

વકતાપુરમાં ઇમારતી પત્થર ઉપરાંત નજીકની ખાણમાંથી કાચ જેવો સુશોભીત ચળકતો ધોળો, અને પાસાદાર પત્થર મળી આવે છે. આ પત્થર ચશ્માના કાચ માટે ખપ લાગે તેવો છે. જો તેની વધારે શોધ થાય, તો ઉંચા પ્રકારનો આરસ જેવો શીસો પત્થર હાથ લાગવાનો સંભવ છે.

ખેડાવાડા, હાપા, વકતાપુર, ઈલોલ, વગેરે સ્થળે લાલ પત્થર થાય છે. તે આસપાસ પચીસ માઇલ ફરતાં સ્થળે ઇમારતી કામમાં વપરાય છે. તે ધોળા પત્થર કરતાં ટકાઉ અને મજબુત ગણાય છે. ખેડાવાડા તાલુકાના મુનપર ગામે અડદીઓ પત્થર નીકળે છે. તે ઘંટી બનાવવાના કામમાં વપરાય છે.

કડોલી અને એકલારા પાસે વિજાપુર મહાલનાં રામપુર,–કુંદેડા એ બે ગામો સાબરમતીના કાંઠે છે. તે નજીક નદી કાઠેથી લાલ રંગના પડવાળા પત્થરો નીકળે છે. તેનું શોધન કરી તેમાંથી રંગ કાઢવા માટે તે જથાબંધ મુંબઈ મોકલે છે.

દાંતારાજ્યના ડુંગરોમાંથી આરસપહાણ, બીલોરી, પા-રેવો, વગેરે ઘણી જાતના પત્થરો નીકળે છે. તેમજ અબરખ, પોલાદ, ધાતુઓની ખાણો છે. પરંતુ આરસપહાણ સિવાય બીજા ખનીજ પદાર્થોની શોધ કરી તે કાઢવામાં આવતા નથી.

આ સિવાય ચુનાનો પત્થર, ચકમક પત્થર-દેવતા ઝરે તેવો પત્થર, સડકપર પાથરવાનો મેટલ, સ્ફટિક જેવા રંગનો ચળકાટવાળો પત્થર વગેરે અનેક જાતના પત્થરો આ એજન્સિમાં સ્થળે સ્થળે જથાબંધ મળી આવે છે.

સોનું:—ગઢવાડા જિલ્લામાં ટીંબા તાલુકામાં આણંદભાં-ખરી ડુંગરીમાંથી સોનું મળે તેમ છે.

ઈડર સંસ્થાનના રાયગઢ પટામાંથી લોકાટ-લોઢાનો કાટ મળી આવે છે. તેની ભષ્મ કરી તે દવાના કામમાં લે છે. એમ ધારવામાં આવે છે, કે આ ભાગમાં લોઢાની ખાણ હોવી જોઈએ આ પટામાં પ્રથમ ત્રાંબાની ખાણ હતી; પરંતુ કાઢતાં ઘણું ખર્ચ થવાથી તે બંધ કરેલી એવી દંતકથા ચાલે છે.

અબરખ:—મોહનપુર તાલુકામાં અડપોદ્રા ગામે અબ-રખની ખાણો છે; તેમજ ઈડર સંસ્થાનમાં બેરણા, મેંઢાસણ વગેરે સ્થળે અને દાંતા સંસ્થાનમાંથી પણ ઘણી જગોએથી અબ-રખ મળી આવે છે.

માટી:—એજન્સિમાં કેટલેક સ્થળે ધોળી માટી-ખડી, લાલ માટી-રમજી, અને પીળી માટીની જથાબંધ ખાણો છે.

એકલારા નજીક સાબરમતી કાંઠે, ખડીની ખાણ છે. એ કપડામાં આર દેવાના કામમાં આવે તેવી ચીકણી અને ટકાઉ છે, તેથી તેવા ઉપયોગ સારૂ નજીકના ગાયકવાડ સરકારના રામપુર, કુદેડા ગામે કારખાનું કાઢવામાં આવેલું છે. આ ઉપરાંત સાબરકાં-

ઠામાં કુડોલી, હાપા, અને બોડાવાડામાં પણ ખડીની જથાબંધ ખાણો છે. તેમાંથી પુષ્કળ ખડી ખોદી કાઢે છે. તેનો ઘણોખરો ઉપયોગ ઘર ધોળવાના કામમાં થાય છે.

કુડોલી નજીક વાવડી નદીના કાંઠે, તેમજ દેવરોટા, બોડાવાડા અને હાપામાં લાલ માટી-રમજીની ખાણો છે.

પીળી માટીની ખાણો પણ ઉપરનાં સ્થળે અને તાજપુરીમાં જથાબંધ છે. એ સઘળી માટી ચીકણી હોવાથી તે ધોળવા અને રંગવાના કામમાં વપરાય છે.

તાજપુરીમાં સરાખડો ઘણો થાય છે, અને તે માથું ધોવાના કામમાં વપરાય છે.

ગઢવાડામાં નેદરડી ગામ પાસે ચીનાઈ માટીના કામનું કારખાનું અમદાવાદના મી. એ. જી. પંડિતે ખોલવાનો પાયો નંખાવ્યો છે.

ઊસઃ—જમીન છુટ્ટી, ખુલ્લી અને નીચે પાણીની સપાટી બહુ ઉંડી નહિ હોવાના લીધે વરસાદ બંધ થયા પછી ઊસ અથવા ખારાનું પડ જમીનની સપાટીપર બંધાય છે. વાવડી અને અમનગર પટો, બાયડ પટો, પ્રાંતીજ તાલુકાની આસપાસનો પ્રદેશ, વગેરે સ્થળેથી જથાબંધ ઊસ મળી આવે છે જેથી અમનગર, પ્રાંતીજ અને કપડવણજમાં ઉસને કેળવી કપડાં ધોવાનો સાબુ બનાવે છે. તે ગુજરાતમાં વપરાય છે, અને વખણાય છે.

ઉસનો બીજો ઉપયોગ કાચ બનાવવાના કામમાં થાય છે. આ કાચની લીલા રંગની-દેશી બંગડીઓ લાલના-માંડવા અને કપડવણજમાં બને છે તેવી ઈડર રાજ્યના વાવડી ગામે બનાવે છે; પરંતુ આ બનાવટને વધારે શુદ્ધ કરી તેને ઉંચા પ્રકારની બનાવટો માટે ઉપયોગમાં લઈ શકાય તેમ છે.

૫

**૨. વનસ્પતિ અને પેદાશ**—આ એજન્સિનો ઘણોખરો મુલક ડુંગરાઉ છે, તેથી નાનાં મોટાં જગલો આવેલાં છે. તેમાં ખેર, સીસવ, ટીબરણ, વાંસ, અને બીજા અનેક જાતનાં ઉપયોગી જંગલી, ઝાડ પુષ્કળ થાય છે. આ સિવાય આંબો, રાયણ, મહુડા, સાગ, લીમડો, આસોપાલવ, ખાખરો, જાંબુડો, હડદુ, (હળદરવો) ગોરડ, બીઓ, તણછ, :ધીઆલી, ધામણ, સાદડ, ધાવડ, પીપળ, વડ, બાવળ, બોરડી, આમલી, મીંઢળી, ઝીંઝી અને ટીમરૂનાં ઝાડ પણ પુષ્કળ થાય છે. કોઈક કોઈક સ્થળે ગઢવાડા, દાંતા અને ઈડર સંસ્થાનમાં **સુખડ-ચંદનનાં** ઝાડ પણ થાય છે. કેટલાંક ઝાડનું લાકડું ઈમારતી કામમાં અને બળતણના કામમાં વપરાય છે; આંબો, મહુડો, રાયણ, બોરડી, આમલી, જાંબુડો, વગેરે ફળાઉ ઝાડ છે. તેમનાં ફળ ઉપયોગમાં લેવામાં આવે છે.

**મહુડાઃ—એ ફળાઉ ઝાડમાં સૌથી વધારે ઉપયોગી છે. એનાં ફૂલ-મહુડાં માણસ તથા ઢોરના ખાવાના ઉપયોગમાં આવે છે, અને તેનો દારૂ ગાળે છે. મહુડાનાં ફળ-ડોળીમાંથી ડોળીઉં નીકળે છે. તે તેલી પદાર્થ તરીકે ખાવામાં અને સાબુ બનાવવાના ખપમાં આવે છે.** મહુડાનું લાકડું સખત, સળે નહિ એવું, વધારે આંબળાવાળું હોવાથી વિશેષ ભાર ઝીલી શકે એવું મજબુત છે. તેથી તે ઈમારતી કામમાં આવે છે, અને એના પાટડા પાટડીઓ, પીઢો વગેરે બને છે. તેનો જે ભાગ ઈમારતી કામમાં ન આવી શકે, તે બળતણ તરીકે કામ આવે છે.

આ ઝાડ કટોસણ જિલ્લા સિવાય એજન્સિમાં સઘળી જગોએ થાય છે. ઈડર સંસ્થાનમાં અને મેવાડની સરહદ તરફ ઘણાંજ મોટાં અને વિસ્તારવાળાં જાડાં થડ, અને ડાળાંવાળાં મહુડાનાં ઝાડ ઘણાં છે. તેમજ બીજે સ્થળે પણ છે, તેથી મહુડાં, ડોળી, ઈમારતી લાકડું અને બળતણ મેળવવામાં તે ઘણુંજ ઉપયોગી છે.

**રાયણઃ**—આ ઝાડ ઘણી લાંબી મુદ્દતે ફળે છે, છતાં પણ તે ઘણાં ઉછેરવામાં આવેલાં છે. તે છપનીઆ દુકાળમાં ઘણાં કપાઈ ગયાં અને મરી ગયાં. એ ઝાડ પ્રાંતીજ તાલુકો, દહેગામ પરગણું, બાવીશી અને તેને લગતા એજન્સિના સેળભેળ થયેલા મુલકમાં પુષ્કળ છે. કટોસણ જિલ્લા સિવાય બાકીના મુલકમાં પણ કેટલેક સ્થળે જથાબંધ અને છુટાં છવાયાં છે. પાકાં તથા સુકાયેલાં રાયણ–કોકડી ખાવામાં વપરાય છે. તેનો ગરીબ વર્ગ ઉપવાસ પ્રસંગે ફળાહાર કરે છે, તેથી જથાબંધ વેચાય છે. સારી કોકડી દહેગામ પરગણાની આજુબાજુની અને બાવીશીની વખણાય છે.

**ખેરઃ—એનું લાકડું કઠણ હોવાથી જલદી કોહી જતું નથી માટે ઈમારતી કામમાં ઘણું આવે છે, વળી તેમાંથી ખાવાનો તથા રંગવાનો કાથો બનાવે છે.**

એની ડાળી કાપી તેની છાલ ઉતારી નાંખી તેના નાના નાના કકડા કરી તેને હાંલ્લામાં નાંખી પાણીમાં ઉકાળે છે. જ્યારે ઉકળીને તેનો જાડો ચીકણો રસ થાય છે ત્યારે તેને ટોપલીમાં નાંખી જમીનમાં ખાડા કર્યા હોય છે, તેના પર મૂકી નિતારે છે; તેથી કચરો ટોપલીમાં રહે છે, અને રસ ખાડામાં નિતરે છે. એ રસ સુકાઈને તેના ગાંગડા બંધાય છે તેને **કાથો** કહે છે.

**ખેરમાંથી ખેરસાલનો ધોળો ભૂકો પણ નીકળે છે. જે ઉધરસની દવામાં વપરાય છે.**

**હરદરવાનું** લાકડું પોચું અને પીળાશ પડતું હોય છે, અને તે ઈમારતી કામમાં આવે છે. **બાવળનું** લાકડું ગાડાનાં પૈડાં, હળ, રાંપડી વગેરે ખેતીનાં ઓજારો બનાવવાના ખપમાં આવે છે.

**બેઢાં અને હરડાંનાં** પુષ્કળ ઝાડ મેવાડની સરહદની લગોલગ તેમજ બીજે પુષ્કળ છે. તેનાં ફળો **હરડાં અને બેઢાં** રંગવાના કામમાં વપરાય છે.

**આમળીનાં** ઝાડો કેટલેક સ્થળે પુષ્કળ છે. તેનાં ફળ **આમળાં, આમળાંનું તેલ, અથાણું અને મુરબ્બો** બને છે. વળી તે દવામાં કામ આવે છે.

ખાખરાનાં પાંદડાંની પત્રાવળી થાય છે. તેનાં ફૂલ કેસુડાં રંગવામાં તથા દવામાં; તેની શીંગોમાંથી ખિતપાપડા નીકળે છે, તે દવામાં; અને લાકડું બાળવાના ઉપયોગમાં વપરાય છે. તેનાં મુળીઆંનાં દોરડાં વણાય છે. તે ચોમાસાની ઋતુમાં ઘણી મજબુતી આપે છે. બીજી ઋતુમાં બહુ ઉપયોગી નથી; કેમકે પાણીમાં પલળવાથી તે વધારે મજબુતી પકડે છે; તેથી ચોમાસામાં આનો ઉપયોગ વિશેષ થાય છે. કુવાનું પાણી ખેંચવામાં આ દોરડાં પાણીથી પલળતાં રહે છે, તેથી ઉપયોગી છે. માટે ગરીબ લોકો આનો ઉપયોગ કરે છે.

હુડોલ અને વડાગામ તરફ સરખટનું મુંજ થાય છે.

ઝીંઝીં, ટીંબરૂક વગેરેનાં પાદડાં બીડી વાળવાના કામમાં વપરાય છે, અને તે બહાર ગામ મોકલવામાં આવે છે,

સાગ અને વાંસ:—ઈડર પટાના ડુંગરોમાં ઘણાં થાય છે. સાગના મોભ, વળા, વળી વગેરે થાય છે, વાંસ કાટમાલના કામમાં વપરાય છે. વાંસમાંથી વાંસકપુર–વાંસડાનો ગુંદર નીકળે છે. તે દવામાં આવે છે. વાંસની છાલની ચીપો ઉતારીને તેના ટોપલા ટોપલીઓ, કંડીઆ, છાબડીઓ, સાદડીઓ વગેરે બનાવી ભંગીઆ લોકો વેચે છે.

આ એજન્સિનો કટોસણ જિલ્લો ઝાડપાનવાળો પ્રદેશ જણાતો નથી. કેમકે ત્યાંની જમીન ખારાશવાળી છે; તેથી પણ ત્યાં ફળાઉ ઝાડો ઉછરી શકતાં નથી. પણ પીંપળ, આમલી, લીમડા, વરખડા, જાંબુડા, વગેરે ઝાડો કોઈક કોઈક સ્થળે આછાં આછાં જોવામાં આવે છે, કેમકે તેવાં ઝાડોને આ જિલ્લાની જમીન માફક આવે છે. બાકીનો ઘણોખરો પ્રદેશ ઝાડપાનવાળો રમણીય અને સુંદર છે.

ઈડર, મોડાસા, વગેરે ઠેકાણે ખરાદી લાકડાની કારીગરીની ચીજો–પલંગના રંગીત પાયા, પારણાં, ઘોડીઆં, હીંચકાખાટ, રંગીત સોગઠાં, સાંબેલાં, રમકડાં, હાથમાં ઝાલવાની રંગબેરંગી લાકડીઓ, વગેરે સુંદર અને નકશીદાર બનાવે છે, અને તે બહારગામ જાય છે.

દધાળિઆના ડુંગરોમાં તથા બીજા ડુંગરાઉ પ્રદેશમાં કડાની શીંગો-ઇંદ્રજવ નીકળે છે, અને તે દવાના ઉપયોગમાં આવે છે. કડાના ફૂલનું શાક થાય છે.

કલ્લી ઘાસનાં મુળીઆંને ધોળીમુશળી કહે છે. તે દાંતા, ઈડર સ્ટેટ અને દધાળિઆ, વગેરે ઠેકાણે થાય છે, અને તે વસાણા અને દવામાં ઘણી ઉપયોગી છે. તેના પાંદડાંની ભાજી થાય છે.

બહુફળી, ગરમાળાની શીંગો, ઇંદ્રજવ, સોનામુખી (મેઢીઆવળ); એખરો, ત્રિફળાં (હરડાં, બેઢાં અને આંબળાં), જુદા જુદા ગુંદરો વગેરે કરિઆણાં આ એજન્સિના ડુંગરાઉ મુલકમાં નીપજે છે, અને તેનો દવામાં ઉપયોગ થાય છે.

જંગલ ( ઘાસનાં બીડ ):—ડુંગરાળ જમીનમાં ખેડાણ કમી થઈ શકે છે, તેથી સપાટ પ્રદેશ કરતાં પડતર જમીન વિશેષ રહે છે. પડતર જમીનને લીધે ઘાસ ઘણું ઉગતું હોવાથી ઢોર ઉછેરવાનું ઘણું સહેલું પડે છે; આવા ઘાસના જંગલવાળા ભાગને બીડ કહે છે. ત્યાં ખરસલી, ઝીંજવો વગેરે ઘાસ થાય છે. તે સુકાવાથી તેનાં પુળીઆં બાંધી ઘોડાઓ માટે સંઘરી મુકે છે, કે વેચી દે છે. આવાં બીડ સાબરકાંઠા જિલ્લો, લગોલગના ઈડર સંસ્થાનના મુલકમાં, પોળો, દાંતા સંસ્થાન, માલપુર, આંબલીઆરા અને મોહનપુર તાલુકાની હદમાં છે, તેની સંભાળ રાખવામાં આવે છે.

જંગલની બીજી પેદાશ:-ડુંગરાઉ પ્રદેશમાં નાનાં મોટાં પુષ્કળ જંગલો હોવાથી મધ, મીણ અને લાખની પેદાશ ઠીક થાય છે.

ભમરાએ બનાવેલું તે ભમરીયું અને મધમાખીઓએ બનાવેલું તે માખીયું, આ બંને જાતનું પુષ્કળ મધ મળી શકે છે. તેનો ઉપયોગ દવામાં અને શિઆળાની ઋતુમાં વસાણા તરીકે કરે છે મધની પેદાશ ગઢવાડા, દાંતા, ઈડર સંસ્થાન, પોળો; હાપા વગેરે ઠેકાણે સારી થાય છે.

બહુ નાની નાની માખીઓએ ઝાડના પોલાણમાં બનાવેલું મધ કે જેને કુતીયું-કુટીયું મધ કહે છે, તે પણ બહુ જુજ પ્રમાણમાં મળી આવે છે, તે દવાના કામમાં ઘણું ઉપયોગી છે.

**મધપુડામાંથી મધ, મીણ** અને પીંપળા વગેરે ઝાડો ઉપરથી **લાખ** મળી આવે છે.

બાવળ, ખેર, ખાખર વગેરે ઝાડોના **ગુંદર** ઝરે છે, તે એકઠા કરી કરિઆણા તરીકે ખપમાં લેવાય છે, તેથી બહાર ગામ જાય છે.

ઘણાંક ઝાડ, છોડવા, વેલા અને ઘાસનાં બીઆં, મુળીઆં, છાલ અને પાંદડાં **દવાના** કામમાં આવે છે. તથા ગાંધી લોકો જથા-બંધ રાખે છે અને વેચે છે.

ઈડર, દાંતા, ગઢવાડા, મેવાડની સરહદ તરફનો મુલક, માલ-પુર, મોડાસા અને ડુંગરપુરની સરહદનો મુલક, ડુંગરાઉ હોવાથી ત્યાંની જંગલની પેદાશમાં ઈમારતી લાકડું, વાંસ, કાથો, ગુંદર, પાંદડાં મધ, મીણ, લાખ, વગેરે છે.

સઘળી જંગલની પેદાશ ઈડર, અમનગર, મોડાસા અને ખેરાલુ મારફતે અમદાવાદ જાય છે, અને ત્યાંથી ગુજરાતમાં પ્રસરે છે,

**૩ ખેતીની પેદાશઃ**—જમીન, આબોહવા અને લોકોની સગવડ ઉપર પાકનો આધાર છે, જુદી જુદી જગાએ જેવા પ્રકારની જમીન તે પ્રમાણે જુદો જુદો પાક વધતા ઓછા પ્રમાણમાં થાય છે.

**૧. જમીન** *—આ એજન્સિમાં મુખ્યત્વે કરીને બેસર. ગોરાટ, અને લાલ એ જાતની જમીન જોવામાં આવે છે. કેટલેક સ્થળે કાળી અને ભાઠાંની જમીન પણ જુજ પ્રમાણમાં જોવામાં આવે છે.

જમીન મુખ્યત્વે કરીને **કાળી, ગોરાટ, લાલ, અને ભાઠાની** એવા ચાર પ્રકારની છે. કાળી અને ગોરાટ એ બે જાતની જમીન મિશ્ર થયેલી હોય, તેવી જાતની જમીનને **બેસર** કહે છે. તેમાં કાળી અને ગોરાટ બન્નેના થોડા થોડા ગુણ સમાએલા છે.

**કાળી જમીનઃ**—કપાસ, ઘઉં, જુવારના પાકને વધારે અનુકૂળ હોવાથી તેમાં તે પાક વધારે અને સારો થાય છે. કેમકે કાળી જમી-

---

* મહીકાંઠામાં બે જાતની ભોંય છે, એક ગોરાટ તથા રેતાળ, અને બીજી કાળી; (જુઓ ગુજરાત સર્વ સંગ્રહ પૃષ્ઠ ૧૮)

નમાં પાણી લાંબો વખત સુધી મચેલું રહે છે. જો જમીનમાં વધારે પાણી મચેલું હોય છે, તો તેમાં ડાંગર અને કપાસ જોડે રોપવામાં આવે છે. ડાંગર વધારાનું પાણી ચુસી લે છે જેથી કપાસના પાકને નુકસાન થતું નથી. જમીન સખ્ત હોવાથી છોડ ટટાર ઉભા રહે છે. કાળી જમીન ચીકણી હોવાથી ખેડવી મુશ્કેલ પડે છે, અને વળાપ ઝટ આવતો નથી (ઠરી જતી નથી) તેમાં ખાડા અને ચીરા બહુ પડેલા હોય છે. કાળી જમીનવાળા પ્રદેશમાં ઝાડોની સંખ્યા ઘણીજ ઓછી હોય છે, કેમકે કાળી જમીન નીચે ખારવાળી કે પત્થરની જમીન હોય છે. તે મુળીઆંને બાળી નાંખે છે, અથવા વધવા દેતી નથી. કાળી જમીનના ફાયદા ગોરાટ જમીનમાં નથી, અને કાળી જમીનમાં જે મુશ્કેલીઓ નડે છે. તે ગોરાટમાં નડતીનથી.

**ગોરાટ જમીન**—બાજરી, ડાંગર, કઠોળ, વગેરે પાકને વધારે અનુકૂળ હોવાથી આ પાક આ પ્રદેશમાં વધારે અને સારો થાય છે. ગોરાટ જમીન કાળી જેટલી કઠણ હોતી નથી પણ પોચી હોય છે. માટે ઝાડનાં મૂળ સહેલાઈથી ઉંડાં જઈ શકે છે. આ કારણથી કાળી જમીન કરતાં ગોરાટ જમીનમાં ઝાડ મોટાં અને ઘટાદાર થઈ શકે છે. ગોરાટ જમીન પોચી હોવાથી એમાં સૂરણ, બટાટા, કંદ, વગેરે મોટા કદનાં થાય છે, પણ તે ફીકાં થાય છે કેમકે કાળી જમીનમાં માટી વધારે હોવાથી તેમાંથી જેટલું પોષણ મળી શકે છે તેટલું ગોરાટમાંથી મળી શકતું નથી. ગોરાટ ભેજ વધારે સંઘરી શકે છે તેથી પાણી વધારે જથામાં મળી શકે છે માટે પાક વધારે ઉતરે છે. આથી કુદરતી રીતે જ આવા મુલકમાં વસ્તી વધારે અને ગામો મોટાં હોય છે. અહીં વધારે વસ્તી અને વેપારના લીધે રેલવે તાર, સડકો અને પોષ્ટ ઑફિસોનો ખપ વધારે પડે છે.

**ગોરાટ જમીન**—ભેજ સંઘરી રાખતી હોવાથી ચોમાસુ કે ખરિફ પાક લીધા પછી શિઆળુ કે રવી અને ત્યાર પછી ઉનાળુ કે હરીપાક થઈ શકે છે. કુવાનું પાણી પાવાથી, ખાતર પુરવાથી ગોરાટ જમીનમાં ત્રણ પાક ઉતરે છે, અને બધી જાતનું અનાજ, કઠોળ અને કપાસ નીપજે છે.

**ગોરાટ અને લાલાશ** પડતા રંગની ડુંગરાળ જમીન આ એજન્સિમાં ઘણી આવેલી છે, ઘણી જમીન લાલાશ પડતી જમીનને મળતી છે; તેથી તેમાં દરેક પ્રકારનું અનાજ, કઠોળ, કપાસ થાય છે. રેતાળ જમીનમાં બાજરી. મઠ, વગેરે જથાબંધ થાય છે. ગોરાટ અને લાલાશ

પડતી જમીન સહેલાઈથી ખેડી શકાય છે. આવી જમીનમાં કુવાનાં પાણી અને ખાતરની મદદથી ત્રણ પાક લઈ શકાય છે.

**ભાઠાની જમીનઃ**—સાબરમતી, વાત્રક વગેરે નદીઓના કાંઠાની જમીનને ભાઠાની જમીન કહે છે. ચોમાસામાં પાણીના વેગથી દૂરથી માટી તણાઈ આવી કિનારે કાંપ ઠરે છે. ( ચગું મૂકે છે ) આવી જમીનમાં વર્ષોવર્ષ સારો પાક થાય છે. તેમાં વિશેષે કરીને તમાકુ, જુવાર, અને શેરડી પાકે છે.

**૨. પેદાશઃ**—ખેતીનો મુખ્ય આધાર જમીન, હવા, વરસાદ અને ખેડુત ઉપર છે.

આ એજન્સિમાં વરસાદ પુરતો થાય છે. ડુંગરી મુલકમાં ભીલ, કોળી વગેરે હલકી વસ્તી છે ત્યાં ખેતી નામની જ થાય છે. કણબી અને બીજી હોશિયાર જાત ખુલ્લા ભાગોમાં વસે છે. ત્યાં ગુજરાતના જેવી ખેતી થાય છે. આ એજન્સિની આશરે પોણા ભાગની જમીનનાં ખેડાણ થાય છે, અને બાકીની પડતર રહે છે.

કુવા, નદી, ઝરણ, વગેરે પાણીનાં ઘણાં સાધનો જે સ્થળે આવેલાં હોય છે, અને જે સ્થળે પાણી ઉતળાં (ઉંચાં) છે. ત્યાં કુવો ખોદવાનું ખર્ચ કમી થાય છે, તેથી પણ ખેતીના કામમાં સરળતા થાય છે. કટોસણ, વાત્રકકાંઠા અને બીજે સ્થળે પાણી ઉતળાં હોવાથી ત્યાં વરસમાં બે ત્રણ પાક ઉતરે છે.

આ એજન્સિની કેટલીક જમીન પહાડી અને ખરબચડી છે; પરંતુ પત્થરોમાંથી વહેતાં ઝરણોને લીધે કેટલીક જમીન ટાઢી અને રસાળ છે. તેમાં બાજરી, જુવાર, મકાઈ, બાવટો, બંટી, કોદરા, સાંમલી, ચણા, કુરી, ઘઉં, જવ, કાંગ, ડાંગર, વરી, વગેરે ધાન્ય; તુવર, મગ, અડદ, વાલ, ચોળા, મઠ, વગેરે કઠોળ; ગવાર, સરસવ, તલ, એરંડા. વગેરે તેલીબીઆં; પાકે છે. કેટલેક સ્થળે કપાસ અને થોડો તમાકુનો પણ પાક ઉતરે છે.

આદુ, મરચાં, હળદ ( હળદર ) લસણ, રાઈ, મેથી, ધાણા, જીરૂં અને વરિઆળી વગેરે બાગાયત મોલ કેટલેક સ્થળે થાય છે.

હળધ, મેથી, જીરૂં, ઈડર સંસ્થાનમાં વિશેષ થાય છે. પહેલાં **અમનગરની** આજુબાજુ ઉંચી જાતની હળદર ઘણી થતી હતી, તેથી તે "**અમનગરી હુળધ**" એ નામથી હાલ પણ વખણાય છે. આ હળધ દક્ષિણમાં **રાજાપુર** વગેરે સ્થળેથી આવતી હળધ કરતાં મોંઘી વેચાય છે. તેમજ વિસનગર તરફ થતી હળધને "**વિસનગરી હુળધ**" કહે છે. હાલમાં હળધની પેદાશ બહુ થતી નથી, કે જેથી બહાર ગામ જઈ શકે. ગુજરાતમાં ઘણી હળધ હવે દક્ષિણમાંથી આવે છે, અને ઘણા ભાગે તેજ વપરાય છે.

**રંગ ઉત્પન્ન કરનારા પદાર્થોમાં** કસુંબી, ગળી, સોરંગી, હરડાં, બેઢાં, કેસુડાં અને ધાવડીનાં ફૂલ પુષ્કળ થાય છે, અને તે રંગવાના કામમાં વપરાય છે.

**રેષામય પદાર્થોમાં** કપાસ ઓછો વધતો સઘળે સ્થળે થાય છે. **સાબરકાંઠા** અને **કટોસણ** જિલ્લામાં કપાસનો પાક વિશેષ થાય છે. આ ઉપરાંત ખપ જોગ શણ, ભીંડી પણ થાય છે.

**તેલીબીઆંમાં** તલ, દીવેલી (એરંડી), બધે ઠેકાણે અને સરસવ, **સાબરકાંઠા**, ઈડર, ગઢવાડા, કટોસણ અને **મોડાસા** તરફ થાય છે.

**બગીચા અને વાડીની પેદાશમાં** શેરડી. રતાળુ, શકરીઆં, જાત જાતનાં શાકભાજી અને ફળફૂલ ઓછાં વધતાં બધે થાય છે.

**નદીની પેદાશમાં** બટાટા, સક્કરટેટી, તરબુચ અને ડાંગર થાય છે. **સાબરમતીની** સક્કરટેટી આખા ગુજરાતમાં વખણાય છે. **વાત્રક** નદીના કાંઠે પણ સક્કરટેટી, તરબુચ, કોળાં વગેરે થાય છે. નદીનાં પાત્રમાં કેટલેક સ્થળે દીવેલી (એરંડા) પણ ઉગાડવામાં આવે છે

ઈડર, **પોળો**, **દાંતા** અને **ડુંગરપુરની** સરહદ તરફના મુલકમાં ધોળીમુશળી, ઓડાગોખરૂ, ત્રિફળા, ઈંદ્રજવ. મેઢીઆવળ, જુદા જુદા ગુંદરો વગેરે **કરિઆણાની** ચીજો પણ ઘણી નીપજે છે.

---

**હુન્નર ઉદ્યોગ અને વસ્તુઓઃ**—આ એજન્સિમાં મુખ્ય ઉદ્યોગ ખેતી છે, અને તેના ઉપર ઘણા જણનો નિર્વાહ છે, તે સિવાય બીજા ઉદ્યોગો પણ ખપ પુરતા છે.

**વસ્તુઓઃ**—સુતરાઉ જાડું કાપડ ઘણું વણાય છે, અને તે ખપ પુરતું બનતું હોવાથી જ્યાં જ્યાં વણાય છે ત્યાં ત્યાં ખપી જાય છે. જાડા કે ગામડી કાપડની વપરાશ ખેડુત અને મજુરીઆત લોકમાં વિશેષ છે. ગામડી દેશી કાપડ વણકર, સાળવી વગેરે લોક પોતાના ઘર આગળ વણે છે. **મુખ્યત્વે** દોટી—ખાદી, ચોતારો, ધોતીઆં, પિછોડી, ચોફાળ, હાથ રૂમાલ, વગેરે વણાય છે. ચોતારો, ખાદી અને પિછોડીઓ **બાવીશી** જિલ્લામાં ઘણી સારી વણાય છે, અને તે ટકવામાં ઘણી મજબુત છે. **ડભોડા, વડોદરા. લીંહોડા, હરસોલી**, અને તેની આસપાસ આવું ગામડી કાપડ ઘણું સારૂં થાય છે. જાડું સુતરાઉ કાપડ વણવાનો ધંધો દરેક મોટાં ગામમાં ચાલે છે, અને તે આસપાસનાં ગામોમાં ખપી જાય છે.

**પેથાપુર અને વાસણામાં સ્ત્રીઓના બરના સાલ્લા, બાંધણી, ઘાઘરાવટ અને બીજું કાપડ; સેલાં, ગોદડાંની ખોળ, ચંદની (બાંધવાની) અને છાપેલી જાજમ, વગેરે બહુ સારાં રંગદાર, અને વખાણવા લાયક બને છે. ત્યાંના બાંધણી સાલ્લા "પેથાપુરની બાંધણી" એ નામે પ્રસિદ્ધ છે.** આ **બાંધણીની** કારીગરી હસ્તઉદ્યોગનો ઉંચા પ્રકારનો નમુનો છે. અહીંઆં બનતું દેશી કાપડ વાસણામાં આશરે ૧૫ હજાર રૂપીઆનું અને પેથાપુરમાં આશરે ૫૫ હજાર રૂપીઆનું દર વર્ષે તૈયાર થાય છે. તે પૈકી કેટલુંક **સિઆમ** અને **ચીન** દેશ ખાતે ચઢે છે.

**પેથાપુરમાં** લોખંડનાં તાળાં, ચપ્પુ, છરા, છરી, ભાલા એ સારાં બને છે, લોખંડનાં તાળાં સિવાય ચપ્પુ, છરા, છરી, ભાલા વગેરે **નિરમાળી**, અને **દધાળિઆમાં** પણ સારાં બને છે. **પેથા-**

પુરમાં જામગરીવાળી બંદુકો થતી હતી અને તે વખણાતી હતી પણ તે બનાવવાનું હાલમાં સરકારે બંધ કરેલું છે.

અહમદનગર તાલુકાના **શવગઢ-પાણપર**, **પરબડા**, ઇલોલ, અને તેની આસપાસમાં ઉંચી જાતના **પત્થરની** ખાણો છે. તે દેવળો અને મોટી ઇમારતો બાંધવામાં વપરાય છે; કેમકે તે કઠણ હોવાથી તેના પર કોતરકામ સારૂં થાય છે. અહીંની ખાણોમાંથી પત્થરો ગુજરાતમાં જાય છે; પત્થરના ખલ, પ્યાલા, ઘંટી, પાણીઆરી, વગેરે બહુ સારાં બને છે.

શામળાજી પાસે **ભેટાલીમાં 'ભેટાળીઓ'** ચૂનો થાય છે, તે સાગોળ કરવાના કામમાં આવે છે. તે કાચ જેવો ચળકાટ મારે છે, **દેધામડા** નજીક સુંવાળા પત્થરની ખાણ મળી આવી છે. તે વીજળી લાઇટના દીવાની આસપાસ મૂકવાની કપડાની જાળી બનાવવાના ખપમાં આવે એવો કીમતી છે. કુંડોરની હદમાં ખનીજ પદાર્થની બે ખાણો મળી આવી છે, જેમાં **સ્ટીએટાઇ** અને **એસ્બેસ્ટોસ** એ બે જાતના કીમતી પત્થરો મળી આવ્યા છે. આ ઉપરાંત સડકપર પાથરવાનો **મેટલ**, **રાતો પત્થર**, ઘંટી લાયક **અડદીઓ પત્થર** **સ્ફટિક જેવો ધોળો પત્થર**, ચકમક જેવો પત્થર. વગેરે પુષ્કળ નીકળે છે.

દાંતા સંસ્થાનમાં **આરસપહાણ** નીકળે છે, અને **પોલાદ**, **ત્રાંબુ**, વગેરે કાચી ધાતુઓ હોવાનો સંભવ છે.

**મોહનપુર** તાલુકાના **અડપોદ્રા** ગામે **અબરખની** ખાણો છે. તેમજ દાંતા અને ઈડર સંસ્થાનમાંથી પણ કેટલેક સ્થળેથી નીકળે છે.

**આંબલીઆરામાંથી** હલકી જાતના **અકીકના** પત્થરો મળે છે, અને તે દેશાવર જાય છે.

**સાબરકાંઠા** જિલ્લામાં **સાબરમતી** નદીને કાંઠે અને કાંઠા નજીક ધોળી માટી—**ખડી**, લાલ માટી-**રમજી**, અને **પીળી માટીની**

જથાબંધ ખાણો આવેલી છે. તે ચીકણી હોવાથી રંગવાના અને બડી ધોળવાના અને કપડામાં આર દેવાના કામમાં વપરાય છે.

કટોસણ જિલ્લામાં મરતોલી અને ઈડર સંસ્થાનમાં મીઠું પાકે તેમ છે. પણ સરકારે પકવવાની મના કરેલી છે. તેથી પકવવામાં આવતું નથી.

અમનગર, બાયડ અને વાવડી આસપાસ ઊસ જથાબંધ મળે છે, તેથી તેને સુધારી કપડાં ધોવાનો સાબુ અમનગર, પ્રાંતીજ અને કપડવણજમાં જથાબંધ બનાવે છે અને તે વખણાય છે, આ ઉપરાંત ખારો પણ મળી આવે છે.

વાવડી ગામે દેશી લીલા રંગના કાચની બંગડીઓ બને છે, અને તે બહાર ગામ જાય છે.

માટીનાં વાસણો ઓટાણા અને વાસણામાં સારાં, ટકાઉ અને મજબુત થાય છે, ઓટાણાની પાણી ભરવાની ગોળી, ઘી ભરવાની વાદી વગેરે વખણાય છે. આ ઉપરાંત માટીનાં વાસણો, ઇંટ, ચુનો, નળીઆં વગેરે બધે ઠેકાણે કુંભારો બનાવે છે, અને તે ખપ પુરતાંજ બને છે. તેથી જ્યાં બને છે ત્યાંજ ખપી જાય છે.

સાગનાં લાકડાં, વાંસ, કાટ અને બીજું લાકડું થાય છે, અને તે પણ બહાર ગામ જાય છે.

ઈડર, મોડાસા અને તે તરફનાં ગામોમાં લાકડા ઉપરની કારીગરીનું કામ એટલે પલંગના રંગીત પાયા, હીંચોળાખાટ, લાકડી, સોગઠાં, રમકડા, પારણાં, વગેરે ખરાદીઓ બનાવે છે. લાકડા ઉપર નકશી કોતરણી કરી રંગ ચડાવી આપવાનું કામ કેટલેક સ્થળે ઉત્તમ પ્રકારનું થાય છે. ઈડરનું આવું કામ ઘણું વખણાય છે.

તેલીબીઆં પીલવાનું કામ ઘણાં ગામે થાય છે.

ખેડુતો ખેતી, વાણીઆ વેપાર, બ્રાહ્મણો યજમાનવૃત્તિ, લુહાર, સુતાર, હજામ વગેરે દરેક વર્ણ પોતપોતાના ધંધા કરવામાં રોકાએલી છે.

**આયાત નિકાસ:**—મહીકાંઠામાં વાગડથી રૂ, સોરંગી હળાધ મધ, જીરૂં, અને ગોળ આવે છે. ડુંગરપુરની સરહદમાં થઈ અતાપગઢથી પ્રથમ સ્ત્રીઓને પહેરવાના બરનું કાપડ, પોઠી ઉપર આવતું હતું; પરંતુ હાલમાં રેલવે રસ્તેથી આવે છે.

અમદાવાદી સુતરાઉ, રેશમી અને કસબી કાપડ, મીઠું, કાગળ, વિલાયતી સુતરાઉ, રેશમી અને ઊનનું કાપડ, કાચકામ, લોખંડકામ, ગોળ, ખાંડ, ધાતુઓ, ઈમારતી કાટ, નાળિએર, અનાજ, સુકો મેવો, સુતર, ઊન, કરિઆણું, હાથીદાંત, કેશર, ખજુર અને ધાતુનાં વાસણ વગેરે માલ પરદેશથી આવે છે.

ઘી, તેલ, દીવેલ, મહુડાં, ચામડાં, તમાકુ, ઊન, ગળી, સાબુ, ઇમારતી કાટ, પત્થર, અબરખ, કરિઆણાની વસ્તુઓ, અનાજ, મધ, જીરૂં, મેથી, ઘાસ, વગેરે ચીજો અહીંથી બીજે નિકાસ થાય છે.

**જાનવરો:**—ખેતીના ઉપયોગમાં મુખ્યત્વે બળદ વપરાય છે. તે સિવાય ગ્રામ્ય પશુઓમાં ગાયો, ભેંસો, ઘોડાં, બકરાં, મેઢાં, ઊંટ અને ગધેડાં છે.

ડુંગરી મુલકમાં જાનવરો ઘણાં મજબુત જાડાં અને ઉંચાં થતાં નથી. ખેડુત, વાછરડા અને ભેંસો પાળી ઉછેરે છે. રબારી લોકો ગાયો, બકરાં, મેંઢાં અને ઊંટ પાળે છે, અને ઉછેરે છે. રાવળ અને કુંભાર લોકો ગધેડાં રાખી ઉછેરે છે.

બળદ ખેતી તેમજ માલ લઈ જવા લાવવા અને મુસાફરીના ઉપયોગમાં લેવામાં આવે છે. ભેંસો, ગાય, મેંઢાં, બકરાં, એ દૂધ, દહીં, ઘી અને માખણ મેળવવા માટે પાળી તથા ઉછેરે છે. બળદ, ભેંસ, ગધેડાં સિવાયનાં ઢોર, ભરવાડ અને રબારી લોકો જથાબંધ પાળે છે, અને તે ચરાવવા માટે જંગલોમાં ફરતા રહે છે. મેંઢાં અને બકરાંના વાળ વરસમાં બે વાર કાતરી લે છે. તે પૈકી મેંઢાંનું ઊન વેચે છે. તેમજ તેના કામળા, ગધેડા ઉપર લાદવાની ગુણો, કે બોરીઓ વગેરે બનાવે છે.

પાડાને ખેતીના ઉપયોગમાં લેવામાં નહિ આવતા હોવાથી તેમની સંખ્યાના વધારા તરફ લક્ષ આપવામાં આવતું નથી.

ઊંટ અને ગધેડાં ભાર લાધવા. તેમજ માલ એકથી બીજે સ્થળે લાવવા લઈ જવા માટે, અને ઊંટ મુસાફરીમાં સવારી માટે ઉપયોગમાં પણ વપરાય છે.

આ એજન્સિમાં જાણવા લાયક ઉંચી ઓલાદનાં પશુઓ ઉછેરવામાં આવતાં નથી **શામળાજી**ના મેળામાં જુદા જુદા સ્થળેથી ડુંગરી બળદો આવે છે. તે કદે નાના હોય છે, પણ મજબુત અને ભાર ખેંચવામાં જોરાવર હોય છે. **અમદાવાદ** જિલ્લાના બળદો કરતાં પણ નાના અને ઓછી કિંમતના હોય છે. **કાંકરેજ**ના બળદો કરતાં પણ અહીંના કદે નાના અને ઓછા ભરાવના છે. **બ**નાસકાંઠા એજન્સિમાં **કાંકરેજ, વાવ,** અને **થરાદ** તાલુકાના બળદ સારા બાંધાના, વધારે ઉંચા, જબરા, રંગે ધોળા અને દેખાવડા છે, અને તે આખા ગુજરાતમાં શ્રીમંતના તબેલામાં જોવામાં આવે છે.

**જંગલી જાનવરો**:—આ એજન્સિનો મુલક વગડાઉ અને ડુંગરાઉ હોવાથી ડુંગરી પ્રદેશમાં વાઘ, ચિત્તા, દીપડા, રીંછ, તરસ, સુવર, ( જંગલી ડુક્કર ) શિઆળ, સાબર. ચીતલ, કાળિઆર, છિંકાર, નીલગાય, પાણીની બિલ્લાડી, જંગલી બિલાડી, સસલાં વગેરે જાનવરો ડુંગરો અને જંગલોમાં પુષ્કળ માલમ પડે છે. જેમ જેમ જંગલો કપાઈ વસ્તી થતી જાય છે તેમ તેમ હિંસક પ્રાણીનો નાશ થતો જાય છે. અનેક જાતનાં હરણ બધે છે. નાનાં જાનવરોમાં સસલાં અને જંગલી બિલાડા છે. કેટલાંક જાનવરો મરી ગયા પછી તેમનાં ચામડાં હાડકાં, શીંગડાં, પીછાં, રૂંવાટાં, વગેરે માણસના ઉપયોગમાં આવે છે.

આ એજન્સિમાં સઘળી જાતના ઝેરી અને ઝેર વિનાના સાપ બહુ જોવામાં આવે છે.

**પક્ષીઓ**:—આ એજન્સિમાં અનેક તરેહનાં પક્ષીઓ થાય છે, તેમાં ચકલી, મોર, કાગડા, સમડી, પોપટ, કબુતર, હોલો, વગેરે સામાન્ય પક્ષીઓ ઉપરાંત **શામળાજી, ક્રોટેશ્વર,** વગેરે સ્થળોના ડુંગરોમાં, જ્યાં મનુષ્ય જાતિનો પગરવટ ઓછો છે ત્યાં રંગબેરંગી પીછાંવાળાં કદી નહિ જોવાતાં કે પ્રદર્શનોમાંજ દેખાતાં પક્ષીઓ નજરે પડે છે.

અનેક જાતની માછલીઓ અને મગર, નદીઓ અને તળાવોમાં જોવામાં આવે છે. વાત્રક નદીમાં મગરની છત વિશેષ જોવામાં આવે છે, અને તે ઉંડા ધરામાં રહે છે.

---

## પ્રકરણ ૩ જું.

**વસ્તી:**—આ એજન્સિનાં કેટલાંક સંસ્થાન અને તાલુકા ગુજરાતના ઉત્તર અને ઈશાન તરફના ખુણે આવેલાં છે. જેમ જેમ આર્ય લોકો સપાટ જમીનમાં આવીને જંગલો કાપી ઘાસ બાળી ખેતરો બનાવી ગામ વસાવતા ગયા. તેમ તેમ પ્રથમ ત્યાં રહેતી અનાર્ય જાતિ ત્યાંથી ખસી ઉત્તર અને ઈશાનખુણા તરફ ડુંગરી ભાગોમાં ભરાતી ગઈ, એ ભાગો નાના નાના ડુંગરો, ઝાડી અને જંગલોથી ઘીચ હોવાથી અને વ્યાપારી રસ્તાઓથી છેટે આવેલા હોવાથી અહીં આ ડુંગરી ભીલ–ગરાસીઆ લોકો અર્ધ જંગલી સ્થિતિમાં સુખે રહી શક્યા છે, તેથીજ વસ્તીનો કેટલોક ભાગ હજુ અજ્ઞાન અને વહેમી છે. પાલ, પોસીના વગેરે કેટલાક ભાગની હવા ઘણી નઠારી છે. તેથી ત્યાં ઘીચ વસ્તી થતી નથી. સને ૧૮૭૨ ની પહેલવહેલી વસ્તી ગણુતરી વખતે ૪,૪૭,૦૫૬ સને ૧૮૮૧ માં ૫,૧૭, ૪૮૫ અને સને ૧૮૯૧ માં ૫,૮૧,૫૬૮ માણુસની વસ્તી હતી. છપનીઆ દુકાળમાં ઘણાં માણુસો ભૂખમરાથી મરણ પામ્યાં; જેથી સને ૧૯૦૧ માં વસ્તી ઘટીને ૩,૬૧,૪૫૫ થઈ એટલે ૨,૨૦,૧૧૩ માણુસની સેંકડે ૩૮ ટકા જેટલી વસ્તી ઘટી ગઈ છે. ત્યારપછી આ એજન્સિના કેટલાક તાલુકાઓમાં પ્લેગ ચાલવા છતાં પણ એકંદરે જોતાં સને ૧૯૧૧ ની સાલમાં વધીને ૪,૧૨,૬૮૮ માણુસની થઈ હતી, ત્યાર પછીનાં વર્ષોમાં પણ પ્લેગ અને સખ્ત ઇન્ફ્લ્યુએન્ઝા ચાલવા છતાં પણ સને ૧૯૨૧ ની સાલમાં વધીને ૪,૫૦,૪૭૮ માણુસની થઈ છે. તે ૧૮૭૨, અને ૧૮૮૧ ની વસ્તીગણુતરી

કરતાં પણ કમી જ છે. અમદાવાદ જિલ્લાની વસ્તી કરતાં આ એજન્સિની હાલની વસ્તી અડધી છે. આ એજન્સિનું ક્ષેત્રફળ ૩૧૨૪ ચો૦ માઇલ છે, અને અમદાવાદ જિલ્લાનું ૩૮૨૪ ચો. માઇલ છે. એકંદર જોતાં નજીકના અમદાવાદ જિલ્લા કરતાં આ એજન્સિમાં વસ્તીનું પ્રમાણ ઓછું છે.

**વસ્તી ઘટવાનાં કારણો:**—આ એજન્સિમાં મીલો નહિ હોવાથી, ખેતી સિવાય બીજા મહત્વના ઉદ્યોગ, ધંધા નહિ હોવાથી, લોક અભણ, અજ્ઞાન અને ગરીબ સ્થિતિના હોવાથી, રેલવે જોઈતા પ્રમાણમાં નહિ હોવાથી, સાહસિક અને ઉદ્યોગ હુન્નરની કેળવણી મેળવવાના અભાવે, તેમજ પ્લેગ વગેરેની કુદરતી આફતો, વગેરે કારણોને લીધે બીજે ધંધો મેળવવા માટે અમદાવાદ, મુંબઈ અને નજીકનાં શહેરોમાં ખસતાં જાય છે, તેથી પણ વસ્તીમાં ઘટાડો થતો જાય છે.

**લોકની જાત:**—×વસ્તીના ૯૨ ટકા હિંદુ છે. હિંદુમાં કોળી અને ડુંગરી ભીલ લોકો છે. તેથી ઉતરતી કણબી, નીચવર્ણ (જેવા કે—ઢેડ, ચમાર, ભંગી ભાંબી વગેરે). બ્રાહ્મણ, રજપુત, ભરવાડ

× હિંદુની વસ્તી ૪૧૬૬૧૫ છે. તેમાં ૧૪૪૫૨૦ કોળી, ભીલ (૧,૧૧,૧૩૫ કોળી, ૪૧૭૩૦ ભીલ), ૬૯૧૦૭ કણબી, ૨૫૨૫૧ બ્રાહ્મણ, ૩૫૦૦૧ નીચવર્ણ (ઢેડ, ચમાર, ભંગી, ભાંબી વગેરે), ૧૬૪૭૯ રજપુત, ૧૦૬૩૮ ભરવાડ, રબારી (૧૬૯૩ ભરવાડ, ૮૯૪૨ રબારી, ૩ આહીર), ૧૧૩૨૭ કુંભાર, ૮૩૨૭ વાણીઆ, ૬૯૦૬ લવાર, ૬૮૮૯ સુથાર, ૬૧૦૦ રાવળીઆ, ૬૩૪૭ દરજી, ૫૫૭૬ હજામ, ૧૯૫૧ ભાટ, બારોટ, ૨૭૦૦ વાઘરી, ૨૪૪૯ સાધુ, ૨૩૩૪ કલાલ, ૧૬૨૭ ભાવસાર, ૧૫૫૦ સોની, ૧૦૯૩ ઘાંચી; ૧૦૬૧ ભોઈ, ૬૪૦ માળી, અને બાકીની પરચુરણ જાતો છે.

કૂલ વસ્તીમાં ૪૧૬૬૧૫ હિંદુ, ૬ શીખ, ૯૬૧૪ જૈન, ૧૯૦૯૦ મુસલમાન, ૭૯૪ ક્રિશ્ચઅન, ૧૩, જરતોસ્તી, ૫ જ્યુ, ૪૩૪૧ એનિમિસ્ટિક—પરચુરણ (ધર્મ એ શું તે નહિ સમજનારા એટલે ધર્મની બાબતમાં અજ્ઞાન છે.)

અને રબારી, કુંભાર, વાણીઆ, લવાર, સુતાર, રાવળીઆ, દરજી, હજામ વગેરે ઉતરતા પ્રમાણમાં છે.

બાકીની વસ્તીમાં સવાચાર ટકા મુસલમાન, બે ટકા ઉપરાંત જૈન અને એક ટકા ઉપરાંત પરચુરણ છે. પરચુરણ વસ્તીમાં પાંચમા ભાગની ખ્રિસ્તી અને બાકીની પરચુરણ ધર્મ માનનારા લોકોની છે.

**વસ્તીની વહેંચણીઃ**—બ્રાહ્મણ, વાણીઆ, કણબી, અને રજપુતની વસ્તી મહીકાંઠાનાં મોટાં ગામોમાં વિશેષ જથામાં છે, નીચવર્ણ—ઢેડ, ભંગી, ભાંભીની વસ્તી દરેક ગામોમાં છે. મુસલમાનની વસ્તી અમનગર, વગેરે સ્થળે વિશેષ જથામાં છે. કોળી, ભીલની વસ્તી બાવીશી અને ડુંગરાળ પ્રદેશમાં વધારે જોવામાં આવે છે.

**વસ્તીનું પ્રમાણઃ**—મહીકાંઠામાં ઈડર, પાલ, પોળો, પોસીના, દાંતા, માલપુર વગેરે સંસ્થાનનો કેટલોક મુલક જંગલી અને પહાડી હોવાથી ત્યાંનાં હવાપાણી ઘણાં નબળાં રહે છે, તેથી ત્યાં વસ્તી ઓછી છે. પાસે આવેલા પ્રાંતીજ તાલુકામાં દર ચો૦ માઇલે ૧૯૬, જ્યારે અહીં ૧૩૨, ઈડર સંસ્થાનમાં ૧૨૨ અને ઈડર સિવાયનાં બીજાં સંસ્થાનો અને તાલુકાઓની વસ્તીનું પ્રમાણ ૧૪૪ માણસનું આવે છે.

**શહેરો અને ગામડાંની સરાસરી વસ્તીઃ**—આ એજન્સિની વસ્તીમાંથી સાડા છ ટકાજ શહેરોમાં રહે છે. બાકીની વસ્તી ગામડામાં વસે છે. શહેરોની વસ્તીની સરાસરી ૪૫૪૬ માણસની છે. જ્યારે ગામડાંની વસ્તી ૨૦૯ માણસની છે. શહેરોમાં સાથી વધારે વસ્તી માણસા ( ૮૫૪૭ ) માં છે.

**શહેરો અને ગામડાંઃ**—આ એજન્સિમાં **માણસા** (૮૫૪૭), **અમનગર** (૩૫૫૩), **ઈડર** (૪૯૨૨), **વડાલી** (૩૮૫૧), **પેથાપુર** (૪૯૮૫) અને **સાદરા સિવિલ સ્ટેશન** (૧૪૨૦) એ છ શહેરો અને ૧૮૪૭ ગામડાં છે.

**શહેરોમાં** ૫૦૦૦ થી વધારે વસ્તીનું ૧ માણસા છે. ૨૦૦૦ થી ૫૦૦૦ અંદરની વસ્તીવાળાં ૧૨, એક હજારથી ૨૦૦૦ અંદરનાં ૫૫ અને ૫૦૦ થી

૧૦૦૦ અંદરનાં ૧૩૨ અને ૫૦૦ અંદરનાં ૧૬૫૩ ગામો છે. એકંદરે શહેરે તથા ગામ મળીને આ એજન્સિમાં ૧૮૫૩ છે.

**લોકોનાં આચરણ**–મહીકાંઠાનો કેટલોક મુલક જંગલી અને પહાડી હોવાથી, ત્યાંના લોકો જંગલી સ્થિતિમાં હતા; તેથી લૂટફાટ અને ચોરી કરીને ગુજરાન ચલાવતા. હવે પાકો બંદોબસ્ત થવાથી તેમજ સરહદ તરફ મીશનરીઓના પ્રયાસથી આ લોકો સુધ-રતા જાય છે, અને ચોરી અને લૂટફાટનો ધંધો છોડી દીધો છે, અને ખેતી, મજુરી વગેરે ધંધા કરે છે. કેટલાક ડુંગરી ભીલો, પોલીસ વગેરે ઠેકાણે નોકરીમાં છે. તેઓ પ્રમાણિક, નીમકહલાલ, પણ સામાન્ય રીતે ઉડાઉ, આજની જ ફીકર રાખનારા, અને દારૂડીઆ હોય છે. મીશનરીઓના પ્રયાસથી દારૂ પીવાના વ્યસનનો ત્યાગ થતો જાય છે, સરકારને માન આપે છે, અને તેથી ડરીને ચાલે છે. બીજી જાતો સ્વભાવે શાંત અને કાયદાને માન આપનારી છે.

**શરીરનો બાંધો**-મહીકાંઠાનો કેટલોક મુલક પહાડી છે, તેથી ત્યાંના લોકોનો બાંધો સાધારણ રીતે મજબુત છે. ત્યાંની નઠારી હવા વિષે તેઓ કવચિતજ ફરિયાદ કરે છે. તો પણ શરદઋતુમાં કેટલેક સ્થળે "**મેલેરિઆ**" તાવનો ઉપદ્રવ થાય છે.

**ભાષા**:—આ એજન્સિની ભાષા **ગુજરાતી** છે. ઇડર, પોળો, દાંતાની સરહદ તરફના પ્રદેશની ભાષા ગુજરાતીને મળતી છે. મેવાડ, ડુંગરપુર, વગેરેની સરહદ તરફની ભાષા ગુજરાતી અને મેવાડીને મળતી બોલાય છે. ડુંગરી ગરાસીઆ અને ડુંગરી **ભીલો** પોતાની જુદી **ભીલવીભાષા** બોલે છે. તે સિવાયના તમામ લોકો ઘણે ભાગે ગુજરાતી ભાષા બોલે છે.

---

## પ્રકરણ ૪ થું. હુન્નર ઉદ્યોગ.

**ઉદ્યોગ**:—મહીકાંઠામાં કોઈ મોટા ખાસ ઉદ્યોગો ચાલતા નથી. વસ્તીનો મોટો ભાગ ખેતી કે તેને લગતી મજુરી કરી ગુજરાન ચલાવે

છે. સુથાર, લુહાર, દરજી, હજામ, કુંભાર, વગેરે લોકો પોતાનો બાપીકો ધંધો કરી તે પર નિભાવ કરે છે. બાકીના લોકો વેપાર, વ્યાજવટું, નોકરી; અને બ્રાહ્મણો યજમાનવૃત્તિ, દેવસેવા કે ભિક્ષાવૃત્તિ કરે છે.

**વેપાર**:—અમનગરથી પત્થરો આ એજાન્સની બહાર મોકલવામાં આવે છે. ઈડર મારફતે મેવાડની સરહદનો, મોડાસા મારફતે ડુંગરપુર તરફનો, ગઢવાડા અને દાંતા તરફનો પાલણપુર, ખેરાલુ અને આબુરોડ મારફતે ડુંગરાઉ પેદાશનો માલ આવે છે.

ડુંગરાઉ પેદાશમાં સાગ, સીસમ, બાળવાનાં લાકડાં, ઇમારતી, લાકડાં, મહુડાં, મધ, મીણ, સાબુ અને કરિઆણાની જણસો, ધાન્ય, તેલીબીઆં વગેરે બીજી પેદાશ જે ખપ કરતાં વધારે થાય છે, તે બહાર નિકાસ કરવામાં આવે છે.

જે માલ આ એજન્સિમાં ઉત્પન્ન થતો નથી અથવા થાય છે તો ખપ કરતાં ઓછો થાય છે; તે બહારથી લાવવામાં આવે છે. જેમકે સુતરાઉ, ગરમ અને રેશમી કાપડ ખાંડ, મીઠું, ધાતુનો સામાન, દવા, રંગ, રોગાન, દીવાસળી, વગેરે બહાર ગામથી આવે છે.

આ એજન્સિમાં પહેલાં રેલવેનું સાધન નહોતું, ત્યારે મેવાડ, ડુંગરપુર તરફથી ગાડાં, ઊંટ અને પોઠી મારફતે જથાબંધ માલ આવતો હતો, વીસેક વર્ષથી અમદાવાદ પ્રાંતીજ રેલવે થવાથી મેવાડ અને ડુંગરપુર તરફનો તમામ માલ હવે ઈડર અને મોડાસા મારફતે આવે છે, અને તે ગુજરાતના મધ્ય સ્થળ અમદાવાદ જાય છે. વણજારાથી પોઠી ઉપર આવતો માલ હવે બંધ થયો છે. કેમકે રેલવે મારફતે માલ મંગાવવાનું તેમજ મોકલી આપવાનું સુગમ અને સસ્તું પડે છે.

એજન્સિનો વ્યાપારી સંબંધ રેલવે થવાથી સીધી રીતે અમદાદાવાદ સાથે ધાડો થતો જાય છે બલકે જોડાઈ ગયો છે. આ એજન્સિમાં વ્યાપારી મધ્યસ્થ નાનાં શહેરો તરીકે ગાયકવાડી રાજ્યમાં દહેગામ, અમદાવાદ જિલ્લામાં પ્રાંતીજ અને મોડાસા અને ઈડર સંસ્થાનમાં હિંમતનગર અને ઈડર આવેલાં છે.

આ એજન્સિમાં રેલવે થઈ નહોતી તેવામાં એજન્સિ હેડ ક્વાટર સાદરામાં પોઠી મારફતે વણજારા ઘણો માલ લાવતા હતા. આ સ્થળ રેલવે સ્ટેશનથી દૂર હોવાથી અહીંથી આસપાસનાં જે ગામડાનો વ્યાપારી સંબંધ પ્રથમ જોડાએલો હતો, તે હવે રેલવે સ્ટેશન નજીકનાં દહેગામ, પ્રાંતીજ, ડભોડા, માણસા સાથે જોડાઈ જવાથી તલ સાદરાનો વ્યાપાર પડી ભાગતો જાય છે.

---

## વ્યવહારનાં સાધનો.

૧. રસ્તા—ગુજરાત અને મેવાડ વચ્ચે ઈડર અને પોળોમાં થઈને પ્રથમ ધમધોકાર વેપાર ચાલતો હતો, કેટલાંક વર્ષથી તે કમી થઈ ગયો છે. ઈડર, પોળો, ટીંટોઈ, શામળાજી અને ડુંગરપુરના રસ્તા સહીસલામત નહિ હોવાથી તે રસ્તેથી કોઈ જતું નહિ. હાલમાં બ્રિટિશ સરકારના ઉત્તમ બંદોબસ્તના લીધે શામળાજીનો વ્યાપાર સારી હાલતમાં આવેલો છે. મેઘરજ અને મોડાસા થઈને આવતો રસ્તો બ્રિટિશ હદમાં આવે છે. ત્યાં રાહદારી દાણ લેવાનાં બંધ થયાં છે. તેથી પણ વેપાર અને વ્યવહારને અનુકૂળતા મળી છે.

આ એજન્સિમાં પાકી બાંધેલી સડકો નથી; પરંતુ ચોમાસું પુરૂં થયા પછી ધોરી અને ગાડાં જવાના રસ્તા દુરસ્ત કરવામાં આવે છે આવી કાચી સડકો ઉપર થઈ ગાડાં, ઊંટ; ગધેડાં અને પોઠી મારફતે આ એજન્સિનો વેપાર અને વ્યવહાર ચાલે છે. આવી સડકો એજન્સિનાં દરેક મોટાં અને જાણીતાં સ્થળો વચ્ચે છે, અને તે જુદાં જુદાં સ્થળો વચ્ચે મેળવી લેવામાં આવેલી છે.

**૧. ઊંડણીથી ઈડર, મુડેટી અને પાલ થઇને એક રસ્તો ખેરવાડાની સડકને મળે છે.**

**૨. તલોદથી મોડાસા, ટીંટોઈ અને શામળાજી થઇને ખેરવાડાના રસ્તાને, અને તલોદથી અમદાવાદ અને મોડાસાથી આગળ જતાં ડુંગરપુરના રસ્તાને પણ આ સડક મળે છે.**

૩. ઈડરથી અહમદનગર સુધીનો રસ્તો પ્રાંતીજથી અમદાવાદ જવાના રસ્તાને મળે છે.

૪. ઈડરથી શામળાજી સુધીનો.

૫. સાદરાથી ડભોડા સ્ટેશન સુધીનો.

૬. સાદરાથી પ્રાંતીજ સુધીનો, જે પ્રાંતીજથી અમનગર અને ઈડરની સડકને મળે છે. છેલ્લા બે રસ્તાઓની સડકો પાકી છે.

૭. ડાકોર અને નડીઆદથી શરૂ થઈ કપડવણજ અને વાત્રકકાંઠાની સરહદમાં થઈ બાયડ થઈ મોડાસા નજીક ધનસુરા આગળ તલોદથી મોડાસા જતી સડકને મળે છે. મોડાસા થઈ આ સડક શામળાજી જાય છે. આ ઉપરાંત બીજા નાના રસ્તાઓ ઘણા છે.

સરહદના ડુંગરી મુલકોમાં બે ગાડા રસ્તા છે. તે રસ્તે થઈને મહીકાંઠામાં અવાય છે. આ રસ્તેથી વ્યાપાર માટેની ચીજો ગાડાં મારફતે લઈ જવાતી નથી; પરંતુ પોઠી કે ઊંટ ઉપર લઈ જઈ શકાય છે. આ ઉપરાંત હાલમાં એજન્સિમાં તેમજ એજન્સિની સરહદ લગતી રેલવે લાઈનો આવેલી છે, અને નવી થાય છે.

રેલવે—આ એજન્સિમાં છેલ્લાં વીસ વર્ષમાં વેપાર અને વ્યવહારનાં સાધનો ઘણાં સુધરી ગયાં છે. સને ૧૮૯૭ સુધી એજન્સિના કોઈપણ ભાગમાં રેલવે નહોતી. પહેલવહેલી અમદાવાદથી પ્રાંતીજ અને આગળ અમનગર સુધીની બંધાઈ, છેલ્લાં ચૌદક વરસથી આ રેલવેને ઈડર, અને ખેડબ્રહ્મા સુધી લંબાવી છે; જેથી વેપાર અને વ્યવહારનાં સાધનોમાં વધારે છૂટ થઈ છે, અને એજન્સિનો ઘણો ભાગ સીધી રીતે ગુજરાતના નિકટ સંબંધમાં આવ્યો છે.

આ એજન્સિની પશ્ચિમ સરહદે, નજીકમાં રાજપુતાના માળવા રેલવે, તેની પેટા લાઇનો અને હાલમાં નડિઆદ કપડવણજ રેલવે નવી થઈ છે, તેથી પણ સરળતા અને સગવડ થઈ છે.

(૧) **અમદાવાદ પ્રાંતીજ. (એ. પી.) રેલવે:**—તે **અમદાવાદ, અસારવા, નરોડા, મેંદરા ડભોડા, નાંદોલ (દહેગામ), રખિઆલ; ખેરોલ, તલોદ, પ્રાંતીજ, સોનાસણ** અને **હિંમતનગર** સુધી જાય છે. ત્યાંથી તેને ઈડર સંસ્થાનમાં **મહાદેવપુરા, જાદર, ઈડર, વડાલી** અને **ખેડબ્રહ્મા** સુધી લંબાવી છે. તે બાવીશી અને **સાબરકાંઠા** થાણામાં થઈ ઈડર સંસ્થાનમાં જાય છે.

(૨) **કલોલ વિજાપુર રેલવે:**—આ રાજપુતાના **માળવા** રેલવેની શાખા છે. તે એજન્સિના **વાસણા, પેથાપુર, માણસા, વરસોડા** અને **સાબરકાંઠા** થાણાના કેટલાક તાલુકાઓની નજીકમાં આવેલી છે. તેમાં **કલોલ, આદરજ મોટી, રાંધેજા, વાસણ, લિંબોદરા, મકાખાડ, લોદરા** અને **વિજાપુર** એ સ્ટેશનો છે.

(૩) **કલોલ કડી બહુચરાજી રેલવે:**—આ રાજપુતાના માળવા રેલવેની શાખા છે. તે એજન્સિના કટોસણ તાલુકા અને કટોસણ થાણાની નજીકમાં આવેલી છે. તેને **ભોયણીરોડ**થી આગળ **કટોસણ** નજીક થઈ **બહુચરાજી** સુધી લંબાવી છે, તેથી જૈન તીર્થસ્થળ **ભોયણી** અને **બહુચરાજી** જનારાં યાત્રાળુઓને અનુકૂળતા થઈ છે. તેનાં **કલોલ, અનખોલ, કડી, ભોયણીરોડ, ધનસુરા, દેથળી** અને **બહુચરાજી** એ સ્ટેશનો છે.

(૪) **મહેસાણાથી વીરમગામ તરફ જતી શાખાઓ:**—એ **રાજપુતાના માળવા** રેલવેની શાખા છે, અને તે **મહેસાણાથી** જુદી પડી કટોસણ જિલ્લાની પૂર્વ તરફ **ઝોટાણા, કટોસણરોડ** અને **વીરમગામ** થઈ **વઢવાણ** જાય છે. આ લાઇન કટોસણ જિલ્લાને કાઠિઆવાડ, ઉત્તરમાં રાજપુતાના અને ગાયકવાડ સરકારના **પાટણ** અને ખેરાલુ મહાલને જોડે છે.

(૫) **રાજપુતાના માળવા લાઇનની એક શાખા મહેસાણાથી જુદી પડી વડનગર થઈ ખેરાલુ જાય છે.** આ લાઇન વલાસણા અને ગઢવાડા નજીકમાં આવે છે.

(૬) **અંબાજી તારંગા લાઇટ રેલવે:**—એ ખેરાલુથી શરૂ થાય છે. **વરેઠા** સ્ટેશનથી **તારંગા** જવાય છે; આ લાઇન **વરેઠા** સ્ટેશનથી **અંબાજી** સુધી લંબાવવી હતી, તેથી ગઢવાડા થાણાના **ટીંબા અને વાવ** સ્ટેશને થઈ આગળ જતાં **દાંતા** રાજ્યમાં **અંબાજી** સુધી લંબાવાત. **તારંગાહિલ** સ્ટેશનથી **સામીયા** સુધીની રેલવે ચાલુ થઈ હતી, પણ ઉપજ નહિ થવાથી તે **તારંગાહિલથી** આગળ નહિ ચલાવતાં તે ઉપાડી લીધી છે, હાલમાં **તારંગાહિલથી અંબાજી** માતા અને કુંભારિઆ સુધી દાંતા રાજ્ય રેલવે ચલાવવાની તજવીજ કરે છે.

(૭) **નડિઆદ, કપડવણજ રેલવે:**—એ હાલમાં નવી થઈ છે. તેનાં **વીણા, મહુધા, વડથલ, કઠલાલ, દાસલવાડા** અને **કપડવણજ** સ્ટેશનો આ એજન્સિમાં **મહીસા**, ખડાલ, અને વાત્રકકાંઠા થાણાનાં ગામો નજીક આવેલાં છે.

આ એજન્સિનો ઘણોખરો ભાગ ડુંગરાઉ પ્રદેશ હોવાથી તેમજ જોઈતાં વ્યવહારનાં સાધનોની ખોટને લીધે એજન્સિના અંદરના ભાગના વેપાર અને બીજા સુધારાને અડચણ હતી. દિવસે દિવસે વ્યવહારનાં સાધનો પુષ્કળ વધતાં જવાથી આ એજન્સિ હવે ગુજરાત અને બીજા નજીકના તેમજ દૂરના મુલકના સંસર્ગમાં આવવાથી વેપાર અને બીજા લાભો જલદી થવાની આશા રખાય છે.

૩. **તાર અને પોસ્ટઓફિસો***—આ એજન્સિના વ્યવહારનાં

---

* **પ્રાન્ચ પોસ્ટ ઓફિસો** (૪૪):—બાયડ, **ચોઇલા**. ગાબટ, બડોલી, **વડાલી, ભીલોડા, ટીંટોઈ, દાવડ, ચિત્રોડા, કુકડીઆ, જાદર, મેંદાસણ, મુડેટી, વસઈ, ખેડબ્રહ્મા, લુસડીઆ, બીલડીઆ, ઘોડાદર, દાંતાભવાનગઢ, અંબાજી, માલપુર, મોહનપુર, સરડોઈ, રણાસણ, રૂપાલ, વરસોડા, ખડાલ, ઘોડાસર, હળદરવાસ, કટોસણ, ઝોટાણા, આંબલીઆરા, ઈલોલ, વાસણા, સુદાસણા, વડાગામ, સાડંબા, ડભોડા, મહીસા, રખિઆલ, ટીંબા, વક્તાપુર, નિરમાળી અને ઝેર.**

સાધનોમાં મુખ્ય ભાગ પોસ્ટઓફિસો પણ લે છે. પત્રવ્યવહાર માટે **સાદરા, માણસા, પેથાપુર, સાંથળ, સતલાસણા, હિંમતનગર** અને ઈડર એ સાત મુખ્ય સ્થળે સરકારે સબ પોસ્ટઓફિસો, તેમજ અગત્યના સ્થળે બહોળા જથામાં જ્યાં બ્રાન્ચ પોસ્ટઓફિસો પણ ઉઘાડી છે, જેથી સંદેશા અને પત્રવ્યવહાર મોકલવાને ઘણીજ સરળતા થઈ છે.

ઈડર અને પોળો સંસ્થાનમાં દરબારી ટપાલની પણ વ્યવસ્થા છે.

**તારઓફિસો:**—તાર મારફતે સંદેશા મોકલવા સારૂ **સાદરા માણસા, સાંથળ, સતલાસણા, હિંમતનગર અને ઇડરમાં** પોસ્ટઓફિસો સાથે તારઓફિસો પણ ખોલેલી છે. આ ઉપરાંત તારના સંદેશા+ દરેક રેલવે સ્ટેશનેથી પણ મોકલી શકાય છે.

**વેપારનાં મથક:**—જયાં જ્યાં વેપાર અને વ્યવહારનાં સાધને સારાં છે, ત્યાં ત્યાં વેપાર સારો ચાલે છે. સાધારણ રીતે આવાં સ્થળે વધારાની પેદાશ ખેંચાઈ આવે છે, અને ત્યાંથી બહાર ગામ જાય છે આવાં સ્થળો ઈડર, સ્ટેટમાં ઇડર, **હિંમતનગર, ગઢવાડામાં ખેરાલુ, અમદાવાદ** જિલ્લાનાં આ એજન્સિના સંબંધમાં આવેલાં **મોડાસા પ્રાંતીજ** અને ખેડા જિલ્લામાં **કપડવણજ, નડિઆદ** વગેરે છે.

આ એજન્સિની વસ્તી ઘણા ભાગે ગરીબ. અજ્ઞાન અને સ્વતંત્ર-પણે વેપાર ચલાવી શકે તેવી સાહસિક નહિ હોવાથી સ્થાનિક શાહુકારે વધારાની ઉપજ ખેડુત પાસેથી ધીરેલાં નાણાંના બદલામાં ઉઘરાવી લે છે, અને તે હાલમાં **અમદાવાદ પ્રાંતીજ** રેલવે મારફતે ઈડર અને **હિંમતનગર** સ્ટેશનથી અને **મોડાસા** મારફતે **તલોદ** સ્ટેશનથી **અમદાવાદ** તરફ મોકલે છે.

---

+ રેલવે સ્ટેશનોની તારઓફિસો:—**ડભોડા, દહેગામ, રખિઆલ તલોદ, પ્રાંતીજ, હિંમતનગર, મહાદેવપુરા, જાદર, ઈડર, વડાલી, ખેડ બ્રહ્મા, ખેરાલુ, તારંગાહિલ, ઝોટાણા, કટોસણરોડ, વિજાપુર, લોદરા મકાખાડ, લિંબોદરા, રાંધેજા** વગેરે—

આ એજન્સિનો ઘણોખરો વેપાર વાણીઆ અને ઈડર તરફ અમનગરના વહેરાઓના હાથમાં છે.

---

## પ્રકરણ ૫ મું.

**ઈતિહાસઃ—મહીકાંઠા** એજન્સિના ઇતિહાસનો મુખ્ય ભાગ ઇડર સંસ્થાનની હકીકતમાં સમાએલો છે, ઈડરગઢ-ઈલિદુર્ગ સંબંધી એવી દંતકથા ચાલે છે કે ત્યાં દ્વારપરયુગમાં **એલવાન** અને તેનો ભાઈ **વાતાપી** એ બે રાક્ષસો રાજ કરતા હતા. તેઓનો નાશ **અગસ્ત્ય ઋષિએ** કર્યો. ઇ.સ. ૫૨૪ માં **વલ્લભીનગરનો** નાશ થયો, ત્યારે ત્યાંનો છેલ્લો રાજા **શીલાદિત્ય** મરાયાથી તેની સગર્ભા રાણી **પુષ્પાવતી** ઈડરના ડુંગરામાં ગુફામાં સંતાઈ બેઠી. તેને કુંવર થયો. તે ગુફામાં અવતર્યો, તેથી તેનું ગોહો નામ પડયું. તેણે ભીલોની મદદથી રાજ્ય સ્થાપ્યું. **મહીકાંઠામાં** પહેલવહેલા રજપુતો ત્યારેજ આવ્યાનું જણાય છે. આઠમા સૈકામાં **સિંધમાં નગરઠ્ઠાનો** મુસલમાનોએ નાશ કરવાથી પરમાર રજપુતો **મહીકાંઠામાં** આવ્યા. બારમા તેરમા સૈકામાં **મુસલમાની** સત્તા વધતી ચાલી તેમ તેમ **ચંદ્રાવતીના** પરમાર, **કનોજના** રાઠોડ, અને **અણહિલવાડના ચાવડા**, **મહીકાંઠામાં** આવી વસ્યા. **મોહનપુર, રણાસણ, રૂપાલ, વડાગામ,** અને **બોલુંદરાના** ઠાકોરો **ચંદ્રાવતીના+** પરમાર વંશના છે. **પોળો, માલપુર, વલાસણા, મગોડી,** એ કનોજના રાઠોડ વંશના છેઃ **માણસા, વરસોડા,** એ **અણહિલવાડના** ચાવડા વંશના છે. કેટલાકોએ કોળીની કન્યાઓ પરણી રજપુતની જાત ખોઈ. તેઓ હાલ મકવાણા, ડાભી, અને બારીઆ રજપુત કહેવાય છે. પંદરમા સૈકામાં **પેથાપુર** અને **પોશીનાના** વાઘેલા આવ્યા.

---

+ **આબુ** ઊપર **ચંદ્રાવતી** નગરી હતી. ત્યાં પરમાર રાજા રાજ કરતા હતા.

ઇ સ. ૧૪૧૨ માં અમદાવાદમાં મુસલમાન પાદશાહનું ઉપ-રીપણું જામ્યું તે વખતે ઘોડાસર, કટોસણ, ઇલોલ, લીખી અને ગાબટ વગેરે ઘણા સરદારોએ નોકરી કે મદદ કરવાના બદલામાં જમીનના પટા મેળવ્યા હતા. પુનાદરા, ખડાલ, રમાંસ અને ડાભા એ માંડવાના મીઆંના ભાયાત છે. તેમણે ઇસ્લામ ધર્મ કબુલ કરી જમીનના પટા મેળવ્યા.

ઇ. સ. ૧૮૧૧ માં બ્રિટિશ સરકાર જોડે મહીકાંઠા સંબંધી ગાયકવાડ સરકારની ખંડણી વસુલ કરવા માટેનો દસોટાથી આંકડો નક્કી થયો; તે વસુલ કરી આપવાનું કામ અંગ્રેજ સરકારે હાથમાં લીધું અને દરેક સંસ્થાનિકો સાથે ખંડણીનો ચોકસ બંદોબસ્ત કર્યો, તેથી ખરેખરી રીતે મહીકાંઠા એજન્સિની સ્થાપના ઇ. સ. ૧૮૧૨ થી થઈ છે.

ઇ. સ. ૧૮૧૮ માં ગુજરાતમાંથી પેશ્વાનો ભાગ અંગ્રેજ સર-કારને મળ્યો, તે નવો મળેલો મુલક મહીકાંઠાના મેવાસી મુલકની લગોલગ આવ્યો, તે કારણથી સુલેહ જાળવવા અને મુલકના બંદોબસ્ત માટે અંગ્રેજ સરકાર અને ગાયકવાડ સરકારને તા. ૩ એપ્રિલ ૧૮૨૦ ના રોજ કરાર થયો, તેથી મહીકાંઠાનો વહીવટ અંગ્રેજ સરકારને સ્વાધીન થયો, તેથી તેમણે વગર ખર્ચે ખંડણી વસુલ કરી આપવાનું માથે લીધું અને ગાયકવાડે મહીકાંઠામાં દરમિઆન નહિ થવા કબુલ્યું.

બંદોબસ્ત રાખવા અને કરારની સરતો અમલમાં લાવવા સને ૧૮૨૧ માં પોલિટિકલ એજંટની નીમણુક થઈ અને મહીકાંઠા એ-ન્સિ સ્થાપન થઈ. સને ૧૮૨૮ ની શરૂઆતમાં મહીકાંઠા એજન્સિ કાઢી નાંખી અને ખર્ચનો બચાવ કરવા માટે પંચમહાલ, રાજપીં-પળા અને મહીકાંઠા એજન્સિને જોડી દેવામાં આવ્યાં, અને મી. વીલાૅબીને તેના ઉપરી ઠરાવ્યા. ત્યારપછી મહીકાંઠાને વડોદરા રેસિ-ડેન્સિમાં જોડી સને ૧૮૨૯ માં ગાયકવાડી સરંજામની સંભાળ માટે સાદરામાં એક અમલદાર નીમ્યો, તેને નજીકના મહાલોનો બંદોબસ્ત

રાખવા અમુક પોલિટિકલ અખત્યાર સોંપ્યો, સુલેહ જાળવવા તેમજ ટ્રિબ્યુટ વસુલ કરવા સારૂ વડોદરા રેસિડેન્સિમાંથી એક આસિસ્ટન્ટને દર વરસે મોકલવામાં આવતો હતો. આ બંદોબસ્ત ઘણા દૂરથી કરવો પડતો હતો જેથી આ વ્યવસ્થા ફતેહમંદ નીવડી નહિ, અને ઇડર, અમનગર, વગેરે સ્થળે અવ્યવસ્થા ચાલી, તેથી સને ૧૮૩૫ માં મહીકાંઠા એજન્સિ ફરીથી સ્થાપી, અને પોલિટિકલ એજંટ તરીકે કેપ્ટન ઔટ્રામને નીમવામાં આવ્યા. ત્યારથી મહીકાંઠામાં સ્વસ્થતા થવા માંડી.

સને ૧૮૫૭ માં હથિયાર નોંધવા માટે ઉપાયો લેવામાં આવ્યા. તે એવા હેતુથી કે જ્યારે જરૂર પડે ત્યારે રૈયત પાસેથી હથિયાર લઈ શકાય. પણ આ પગલું રૈયત અને સરદારોને એટલું બધું અણગમતું થઈ પડયું હતું કે તેથી સને ૧૮૫૭ માં ચાંડપમાં તોફાન ઉઠયું. તે લશ્કરી મદદથી સમાવવામાં આવ્યું. ત્યાર પછી હાલ સુધી મહીકાંઠામાં શાંતિ પથરાએલી છે, અને હવે તોફાનનો સંભવ નથી.

મહીકાંઠામાં હાલનો જેટલો વિભાગ છે, તે ઉપરાંત બનાસકાંઠા એજન્સિનો કાંકરેજ જિલ્લો, રેવાકાંઠા એજન્સિનાં લુણાવાડા, ભાદરવા, ઉમેટા, રાયકા, દોડકા અને અનઘડ તથા ગાયકવાડ તાબાના માંડવા સંસ્થાનનો સમાવેશ હતો. તે પૈકી નીચેનો મુલક પાછળથી મહીકાંઠામાંથી અન્ય એજન્સિઓમાં મૂકવામાં આવ્યો છે.

લુણાવાડા, ભાદરવા, ઉમેટા; રાયકા, દોડકા, અને અનઘડ વગેરે મુલક રેવાકાંઠા એજન્સિમાં અને કાંકરેજ પરગણાનો મુલક બનાસકાંઠા એજન્સિમાં જોડી દીધો છે. હાલના માંડવા ઉપર કોઈનો ઘાસદાણાનો લાગો નહિ, તેથી તે મહીકાંઠામાંથી આશરે પચાસ વર્ષ ઉપર ગાયકવાડ સરકારની હકુમતમાં મૂકવામાં આવ્યું છે.

**રાજ્યવહીવટઃ**—મહીકાંઠા એજન્સિમાં ઇડરરાજ પહેલા વર્ગનું છે. એનો વિસ્તાર લગભગ એજન્સિના અર્ધ ભાગ જેટલો છે, પોળો અને દાંતા એ બે બીજા વર્ગનાં સંસ્થાનો છે; માલપુર, માણસા, મોહનપુર, કટોસણ એ ચાર ત્રીજા વર્ગનાં; વરસોડા, પેથાપુર, રણાસણ, પુનાદરા, ખડાલ, ઘોડાસર, ઇલોલ,

**આંબલીઆરા** અને **સુદાસણા** એ નવ ચોથા વર્ગના; **સતલાસણા, ડાભા, વાસણા, રૂપાલ, દધાળિઆ, મગોડી, વડાગામ** અને **સાઠંબા** એ પાંચમા વર્ગના તાલુકા છે. સંસ્થાનો અને તાલુકાઓનો વહીવટ સરકારે નિમીત કરેલી સત્તા મુજબ દરેક સંસ્થાનિકો અને તાલુકદારો પોતે કરે છે.

**માણસા** અને **કટોસણ** દરબારોને સને ૧૯૦૩ માં સ્વર્ગસ્થ શહેનશાહ શ્રી **એડવર્ડ** સાતમાના કોરોનેશનના માંગલિક પ્રસંગે હયાતી સુધી દિવાનીમાં બીજા વર્ગના રાજાઓ જેટલો અને ફોજદારીમાં પણ તેથી ઉતરતો જાસ્તી અધિકાર; સને ૧૯૧૧ ના નામદાર શહેનશાહ **પાંચમા જયોર્જ**ના કોરોનેશન વખતે **સુદાસણા** દરબારને હયાતી સુધી **ત્રીજા** વર્ગ જેટલો જાસ્તી અધિકાર મળેલો છે. કટોસણ ઠાકોરને **ચોથા** વર્ગમાંથી તાલુકદારના **ત્રીજા** વર્ગમાં અને **સુદાસણા** ઠાકોરને પાંચમા વર્ગમાંથી **ચોથા** વર્ગમાં હંમેશ માટે મૂકેલા છે.

પહેલા પાંચ વર્ગનાં ૨૪ સ્ટેટો અને તાલુકા સિવાય છઠ્ઠા તથા સાતમા વર્ગના નાના નાના ૨૮ તાલુકા છે. તેનો વહીવટ સરકાર તરફથી દરેક થાણાના **થાણદાર** કરે છે. તેમને બીજા વર્ગના માજીસ્ટ્રેટ અને દિવાનીમાં રૂ. ૧૦૦૦ સુધીના દાવા ચુકવવાનો અધિકાર છે અને **વાત્રકકાંઠા** થાણા માટે ડેપ્યુટિ **થાણદાર** કરે છે. તેમને **ત્રીજા** વર્ગના માજીસ્ટ્રેટ અને દિવાનીમાં રૂ. ૫૦૦ સુધીના દાવા ચુકવવાનો અધિકાર છે. હાલમાં પાંચે થાણાના **અવલકારકુનો**ને થર્ડ ક્લાસ અને એજન્સિ હેડ એકાઉન્ટન્ટને પણ **થર્ડ** ક્લાસ માજીસ્ટ્રેટનો અધિકાર આપેલો છે.

છઠ્ઠા વર્ગમાં **રમાંસ, બોલુંદ્રા, દેરોલ, ખેડાવાડા**, કડોલી, **વકતાપુર, પ્રેમપુર, દેધરોટા, તાજપુરી, હાપા, સતલાસણા, ભાલુસણા, લીખી** અને **હડોલ** એ ચૌદ તાલુકા છે. તે પૈકી **હાપાને** હાલમાં પાંચમા વર્ગનો; **રમાંસ, ખેડાવાડા**, વકતાપુર, **બોલુંદરા, દેરોલને**

---

* ( હાલના હેડએકાઉન્ટન્ટને **બીજા** વર્ગના અને જમ્મી ઑડિટરને ત્રીજા વર્ગના અંગત અધિકારો મળેલા છે. )

તેમના છઠ્ઠા વર્ગનો અને **સતલાસણા** અને **કડાલીને** થર્ડ ક્લાસ માજીસ્ટ્રેટનો એ અંગત અધિકારો મળેલા છે.

**સાતમા** વર્ગમાં **મગુના**, તેજપુરા, **વીરસોડા**, **પાલજ**, **દેલોલી**, ફસલપુરા, **મેમદપુરા**, ઈજપુરા, **રામપુરા**, **રાણીપુરા**, ગાબટ, **ટીંબા**, **ઊંબરી**, અને **મોટાકોઠારણા** એ ચૌદ તાલુકા છે. તે પૈકી **ગાબટ** અને **બોલુંદરાને** તેમના **સાતમા** વર્ગનો માજીસ્ટ્રેટી અખત્યાર મળેલો છે.

ઉપર દર્શાવેલાં બાવન સ્ટેટો પૈકી **પોળો**. **વડાગામ**, **લીંબી** અને **ગાબટ** એ ચાર ખંડણી આપતાં નથી. સિવાય બધા તાલુકા, ગાયકવાડ સરકાર કે ઈડરરાજને ખંડણી આપે છે. **રાણીપુરા** અને **ઊંબરીની** ખંડણીનો સમાવેશ બીજા તાલુકાઓ ભેગો છે.

**રાજ્યપદ્ધતિ:**—સંસ્થાનો અને તાલુકાઓમાં સારી રીતે રાજ્ય-વ્યવસ્થા ચાલે, તેથી સવડ મુજબ કેટલાંક સ્ટેટો ઉપર દેખરેખ રાખવા સરકારે એક અંગ્રેજ અમલદાર ઠરાવેલા છે. જેમના અધિકારમાં એજન્સિની કુલ સત્તા છે તેમને **પોલિટિકલ એજંટ** કહે છે, અને તેમને સોંપેલા વિભાગને **એજન્સિ** કહે છે.

**મહીકાંઠા** એજન્સિની પ્રથમ સ્થાપના ઇ. સ. ૧૮૧૨માં કરી. જેમ જેમ કામનો વધારો થતો ગયો તેમ તેમ પ્રથમ યુરોપીઅન **આસિસ્ટન્ટ પોલિટિકલ એજંટ** હાલમાં યુરોપિઅન **આસિસ્ટન્ટની** જગો કમી કરી **શિનીઅર ડેપ્યુટિની** જગો ઠરાવેલી છે. પછીથી **ડિસ્ટ્રિક્ટ ડેપ્યુટિ ( પહેલાં પર્સનલ ) અને હજુર ડેપ્યુટિ ( પહેલાં નેટિવ ) પોલિટિકલ એજંટ** એ ત્રણ દેશી મદદની સોની મદદથી **પોલિટિકલ એજંટ** તમામ જાતની દેખરેખ રાખે છે.

**ડિસ્ટ્રિક્ટ ડેપ્યુટિ પોલિટિકલ એજંટ** પોતાની સુપરતનાં **થાણાંના** કામ ઉપરાંત **જપ્તી** તાલુકાઓની દેખરેખનું કામ પણ કરે છે, અને **હજુર ડેપ્યુટિ** પોલિટિકલ એજંટ **તિજોરી ઓફિસર**, **જેલ સુપરિન્ટેન્ડેન્ટ**, **અપીલ** અને દફતરખાના સંબંધી વગેરે કામ કરે છે.

મહીકાંઠાના વહીવટ માટે સાધારણ રીતે પાંચ વિભાગ **થાણાં** કે **જિલ્લા** ઠરાવ્યા છે, ચાર થાણા માટે **થાણદાર** અને પાંચમા માટે ડેપ્યુટિ થાણદાર નીમેલા છે. તેમાં સૌથી **બાવીશી** જિલ્લો મોટો છે.

મહીકાંઠાની સઘળી જમીન દેશી રાજની છે. એ જમીનની મહેસુલ ઉઘરાવવાને સારૂ મોટાં રાજ્યોના ભાગ પાડયા છે. મહીકાંઠામાં મોટામાં મોટું રાજ્ય ઈડરનું છે. તેના જે ભાગ પાડવામાં આવ્યા છે તે **પરગણાં** કહેવાય છે. **પરગણાં**ના પેટા ભાગને **પટો** કહે છે. દરેક પરગણામાં એકેક **મામલતદાર** રહે છે. તે પરગણાની મહેસુલ ઉઘરાવે છે તેમજ તેનો હિસાબ રાખે છે.

ઈડરસ્ટેટમાં **મામલતદાર**ના હાથ નીચે ગામોનું મહેસુલ ઉઘરાવવા માટે **તલાટી** નીમેલા છે, અને એજન્સિમાં **થાણદાર**ના તાબામાં જરૂર પડતા **જપ્તીદાર** ઠરાવેલા છે. બીજાં થાણાંમાં નાના નાના તાલુકાઓ હોવાથી **તાલુકદાર** પોતેજ કે તેમના **કામદાર** મહેસુલ ઉઘરાવે છે. જે તાલુકામાં **અંગ્રેજ** સરકારની જપ્તી છે ત્યાં ત્યાંના મેનેજર અગર **જપ્તીદાર** મહેસુલ ઉઘરાવે છે. મોટાં સંસ્થાનોમાં જમીનનું મહેસુલ **પરગણા**, **મહાલ** યા **તાલુકા**ના **થાણદાર**, **મામલતદાર** અથવા **મહાલકરી** વસુલ કરે છે. નાના **તાલુકદારો** વસુલાતની જાતે દેખરેખ રાખે છે.

દરબારી ગામોમાં અનેક રીતે મહેસુલનો દર નક્કી કરવામાં આવે છે. છેક જંગલી લોકો પાસેથી **દાતરડીવેરો**, **પાણીવેરો**, **કોદાળીવેરો**, વગેરે લેવાય છે. ચઢતી સ્થિતિના જંગલી લોકો પાસેથી **હળબંધી–હળવેરો**, અને વધારે સુધરેલા ખેડુતો પાસેથી **વિઘોટી**, **ખાતાબંધી** કે **ખાતાવાર**, **ભાગબટાઈથી** અમુક રકમ લેવાય છે. એજન્સિમાં કેટલેક ઠેકાણે જમીનની માપણી અને વર્ગણી કરી જમીનના દર નક્કી કર્યા છે તે પ્રમાણે મહેસુલ લેવાય છે. કેટલાક તાલુકાઓમાં મહેસુલ તરીકે પાકનો અમુક ભાગ લેવાય છે.

આગલા વખતમાં મહેસુલ ઉઘરાવવા માટે બરોબર બંદોબસ્ત નહિ હોવાથી જમીન મહેસુલ બહુ ઉપજતું નહિ. હાલમાં સુધારો થતો જાય છે. જમીન માપણી થવાથી અને જમીનના દર નક્કી થવાથી હવે ભાગબટાઈ માટે ખલવાડ, કળતર વગેરે બંધ થતું જાય છે. વળી રેલવે, પોષ્ટઓફિસો, તારઓફિસો વગેરે વેપારનાં સાધનો, રાજ્યવહીવટમાં સરકારની દેખરેખ, બંદોબસ્ત અને જમીન મહેસુલની રીતમાં સુધારો થવાથી, આવકમાં વધારો થતો જાય છે.

**જંગલખાતું:**—મહીકાંઠાનો કેટલોક ભાગ જંગલોથી છવાએલો છે. એ જંગલોમા આગલા વખતમાં ઇમારતી કાટ અને વાંસ, પુષ્કળ થતો હતો પણ દુકાળ પડવાથી અને પુરતી સંભાળ વિના ઘણાં સારાં સારાં ઝાડ કપાઈ ગયાં છે. છતાં જો જંગલની પુરતી સંભાળ લેવામાં આવે તો તેથી જંગલની પેદાશ સારી થવા સંભવ છે.

**ન્યાયખાતું:**—હાલમાં આ એજન્સિમાં ૪૨ દિવાની કોર્ટો છે. તેમાંની ૯ અંગ્રેજ સરકાર હસ્તક અને ૩૩ દેશી રાજ્યોમાં છે.

ફોજદારી ફરિયાદનો નિકાલ તાલુકદારો સરકારે ઠરાવેલી વર્ગવારી પ્રમાણે કરે છે. સિવાય દરેક થાણામાં નાના નાના બીન હકુમતી તાલુકાઓ માટે બીજા વર્ગના માજીસ્ટ્રેટની સત્તા ધરાવનારા ચાર **થાણદારો** છે. **વાત્રકકાંઠા** થાણા માટે બીજા વર્ગના માજીસ્ટ્રેટની સત્તા ધરાવનાર ડેપ્યુટિ **થાણદારની** નીમણૂક કરેલી છે.

**પોલીસખાતું**—મહીકાંઠામાં મોટું રાજ્ય ઈડરનું છે. ત્યાં સ્ટેટનું પોલીસખાતું જુદું છે. તેના ઉપરીને પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ કહે છે. બીજાં સંસ્થાનો અને હકુમતી તાલુકાઓમાં સ્ટેટના ખર્ચે પોલીસ રાખેલી છે. તેના ઉપરી **પોલીસ ઇન્સ્પેક્ટર કે ફોજદાર** કહે છે.

આશરે ૧૦૦ વર્ષ ઉપર ગાયકવાડ સરકાર તરફથી મહીકાંઠામાં ખંડણી ઉઘરાવવા અને મુલકના બંદોબસ્ત માટે ગાયકવાડી સરંજામ ગાયકવાડી ઢબનાં ૧૦૦૦ ઘોડેસવારોનું અંગ્રેજ સરકારના તાબામાં

સોંપવામાં આવ્યું હતું. આ લશ્કરનું ગાયકવાડ સરકારને દરવર્ષે ચાર લાખ બાબાશાહી રૂપીઆનું ખર્ચ થતું હતું તોપણ સંતોષકારક રીતે કામ થઈ શકતું નહિ, તેથી સને ૧૮૮૫ માં તે લશ્કર કાઢી નાખી અંગ્રેજી ઢબ પ્રમાણે પોલીસ રાખવા ઠરાવી ખર્ચ બદલ વર્ષે સવાલાખ રૂપીઆ કલદાર અંગ્રેજ સરકાર ખંડણીમાંથી વસુલ કરી લે એવું ઠર્યું. હાલમાં આ એજન્સિ પોલીસમાં આશરે ૩૭૪ માણસો છે, તેના ઉપર ઇન્ચાર્જ 'પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ' એ હોદ્દાથી દેખરેખ રાખે છે. તેમને મદદ કરવા ૧ પોલીસ ઇન્સ્પેકટર, ૬ સબઇન્સ્પેકટરો, ૧ રીડર, ૧ પોલીસ પ્રોસિક્યુટર, ૨ પોલીસ સ્ટેશન ઓફિસરો ૫૬ હેડકોન્સ્ટેબલો, ૨૫૭ કોન્સ્ટેબલો મળી ૩૨૪ પોલીસ; અને ઘોડેસવાર પોલીસમાં ૮ હેડકોન્સ્ટેબલો, ૩૧ ઘોડેસવાર. ૧૦ ઊંટી સવાર મળી ૪૯ સવારો એમ ચઢતા ઉતરતા દરજ્જા પ્રમાણે ઠરાવ્યા છે. દરક જિલ્લા ( થાણા ) ના હેડકવાટરમાં મુખ્ય પોલીસ થાણાં મૂકેલાં છે, અને બીજાં પેટા થાણાં પણ ઠરાવેલાં છે; મહીકાંઠાનું સદર સ્ટેશન સાદરા હોવાથી વધારાની પોલીસ સાદરામાં રહે છે, અને બીજી પોલીસ થાણામાં રાખવામાં આવે છે, સાદરા હેડ ક્વાર્ટરમાં ઉપરી તરીકે એક હેડક્વાર્ટર સબ ઇન્સ્પેક્ટર પોલીસની દેખરખ રાખે છે. મહીકાંઠાનો ઘણો ભાગ ડુંગરાઉ અને મહેવાસી હોવાથી અહીંની પોલીસ હથિયારવાળી છે. પ્રથમ સરકારી તિજોરી અને જેલના સંરક્ષણ માટે ૭૫ માણસોની લશ્કરી ટુકડી રહેતી હતી. પણ હવે તે કામ પોલીસ નીભાવી શકે તેમ હોવાથી સને ૧૯૦૦ થી સરકારે તે ઉઠાવી લીધી છે.

**કેળવણીખાતું:**—આ એજન્સિના રાજકુમારોને શિક્ષણ આપવા માટે સાદરામાં સ્કૉટ કોલેજ સ્થાપવામાં આવેલી છે, તેમાં મહીકાંઠા, પાલણપુર, અમદાવાદ અને ખેડા જિલ્લાના રાજકુમારો અભ્યાસ કરે છે. પહેલાં તેને તાલુકદારી સ્કૂલ કહેતા હતા.

ઈડર સંસ્થાન પોતાની નિશાળોની દેખરેખ અને વ્યવસ્થા રાખે છે; બાકીનાં સ્ટેટો અને થાણાંની નિશાળો સંબંધીનું બધું કામકાજ મહીકાંઠાના ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર કરે છે.

અંગ્રેજી કેળવણી આપવા માટે ઈડર સંસ્થાનમાં તલ ઈડરમાં એકજ હાઇસ્કૂલ છે; તેમાં ૭ ધોરણ શીખવાય છે. તેમાં ૧૪૬ વિદ્યાર્થીઓ ભણે છે. તેની સાથે બહાર ગામના વિદ્યાર્થીઓને રહેવા સારૂ કેસરી બોર્ડિંગ હોસ્ટેલ છે. તે સિવાય બીજી બે એંગ્લો વર્નાક્યુલર સ્કૂલો ત્રીજા ધોરણ સુધી શીખવે છે. તેમાં ૪૬ વિદ્યાર્થીઓ છે. વળી સાદરા અને માણસામાં પાંચ ધોરણો શિખવનારી અંગ્લો વર્નાક્યુલર સ્કૂલો અને મહીસામાં અંગ્રેજી ક્લાસ છે. તેમાં ૧૨૮ વિદ્યાર્થીઓ કેળળણી લે છે અને ડભોડા, પેથાપુર, ( જૈન કોમ તરફથી ચાલતી ) વાસણા, સુદાસણા, હુલદરવાસ અને ઘોડાસરમાં ખાનગી અંગ્રેજી સ્કૂલો છે. તેમાં ૩૦૦ ઉપરાંત વિદ્યાર્થીઓ અંગ્રેજી કેળવણી લે છે.

પ્રાથમિક ગુજરાતી કેળવણી આપવા માટે ઈડર સંસ્થામાં ૪૬ છોકરાઓની અને ૪ કન્યાશાળાઓ; અને એજન્સિના બીજા તાલુકા અને થાણાંમાં ૮૨ છોકરાઓની અને ૧૩ કન્યાશાળાઓ મળી ૧૨૮ છોકરાઓની અને ૧૭ કન્યાશાળાઓ છે તેમાં ૧૦,૬૪૨ છોકરાઓ અને ૧૨૭૪ કન્યાઓ કેળવણી લે છે. એજન્સિ પ્રાયમંરિ સ્કુલોનું ખર્ચ રૂ. ૫૮,૬૦૨ અને ઈડરમાં અંગ્રેજી સાથે રૂ. ૨૧૦૮૯ ખર્ચાય છે. આ સિવાય ૧૨ મીસનરી સ્કૂલો એજન્સિમાં છે. વળી પોળો (૪), દાંતા, માણસા સ્ટેટોમાં સ્કૂલો છે. તેનો વહીવટ તે સ્ટેટો કરે છે. એજન્સિ હસ્તક કન્યાશાળાઓ સાથે ૧૦૦ સ્કૂલોનો વહીવટ છે. આ સિવાય ૩૧ ખાનગી શાળાઓ ચાલે છે. તેમા ૮૨૫ વિદ્યાર્થીઓ કેળવણી લે છે. આ ઉપરાંત પોળો, અને ઈડર સંસ્થાનમાં લુસરિઆ, બાવરિઆ, ચિતરિઆ, બાવટિઆ; ડભોડા, પોરડા, મહીસા અને ઘોડાસર વગેરે સ્થળે મીશનરી (પાદરી)

હસ્તક ચાલતી સ્કૂલો છે. વસ્તીના પ્રમાણમાં સરાસરી સેંકડે ૨.૩૬ છોકરા કેળવણી લે છે, અને સરાસરી ૧૩૨ ગામે અને ૨૩-૧ ચો. માઇલે એક નિશાળ આવેલી છે.

**લાઇબ્રેરિ (પુસ્તકાલય)**–સાદરામાં મહીકાંઠા વિક્ટોરિઆ મેમોરીઅલ, ઇડરમાં ગુડહાઉસ લાયબ્રેરિઓ છે. સિવાય **માણસા, હુલદરવાસ, આંબલીઆરા, પેથાપુર, હિંમતનગર** અને **ડભોડામાં** પણ છે.

**છાપખાનાં**—સાદરામાં ખાનગી ' **મહીકાંઠા** પ્રિન્ટિંગ પ્રેસ ' અને હિંમતનગરમાં ઇડર રાજ્યનું ' **પ્રેમ** પ્રિન્ટિંગ પ્રેસ ' એ બે છે.

**દવાખાનાં**:—એજન્સિ સદર સ્ટેશન **સાદરા બજારમાં** સિવિલ હોસ્પિટલ છે. ઇડરસ્ટેટમાં તેમજ **ઘોડાદર** (પોળો) **દાંતા, ઇલોલ, પેથાપુર, કટોસણ,** (ધનપુરા) **માણસા, માલપુર, મોહનપુર, આંબલીઆરા, પુનાદરા, વરસોડા, ઘોડાસર, ખડાલ,** વગેરે સ્થળે તાલુકાના ખર્ચે અને **ડભોડા** અને **સંતલાસણામાં** થાણાના ખર્ચે દવાખાનાં ખોલેલાં છે, **જેથી** રૈયત તેનો છૂટથી લાભ લઈ શકે.

**શીતળા-વેક્સિનેશનખાતું**:—આ એજન્સિમાં ૪ વેક્સિનેટરો, **વેક્સિનેટર** ઇન્સ્પેક્ટરની દેખરેખ નીચે શીળી ટાંકવાનું કામ કરે છે.

**મ્યુનિસિપાલિટિ**:—**સાદરાબજાર, ઇડર, હિંમતનગર, માલપુર, પેથાપુર, માણસા, ઓટાણા, સુદાસણા** વગેરે **મહત્વનાં** સ્થળે મ્યુનિસિપાલિટિઓ સ્થાપેલી છે. તે શહેર સુધરાઈનું સઘળું કામકાજ કરે છે.

**ડિસ્ટેલેરિ**:—**ડભોડા** મેસર્સ દલાલ **વકીલ** અને **કોદાવાલાની** કંપનિ દેશી દારૂ ગાળવાનું કારખાનું ચલાવે છે, અને તે એજન્સિમાં પુરો પાડે છે. **ઇડરમાં** પણ ઇડર માટે આવું કારખાનું કાઢેલું છે.

**કપાસ પીલવાનાં કારખાનાં**:—૨ ઓટાણા, ૨ **વક્તાપુર** ૧ ડભોડામાં છે અને એક ઘર માટેના ફરનીચરનું કારખાનું **માણસામાં** છે.

## મહીકાંઠા એજન્સિના રાજા રજવાડાઓના વર્ગ અને હકુમતના અખત્યારની વર્ગવારી.

## પહેલા વર્ગના રાજા (૧)

### ૧. ઈડરના મહારાજા.

### હકુમતના અખત્યાર.

દિવાની—ફૂલ અખત્યાર.

ફોજદારી:—ફૂલ અખત્યાર પણ પોલિટિકલ એજંટની પરવાનગી વગર બ્રિટિશ રૈયતનો ઇન્સાફ કરી શકશે નહિ.

## બીજા વર્ગના રાજાઓ.

૧. પોળોના રાઓ. ૨. દાંતાના મહારાણા.

### હકુમતના અખત્યાર.

દિવાની:—૨૦,૦૦૦ રૂપીઆ સુધી.

ફોજદારી:— ફૂલ અખત્યાર, પણ દેહાંત શિક્ષાના મુકદ્દમામાં પોલિટિકલ એજંટની પરવાનગી વગર બ્રિટિશ રૈયતનો ઈન્સાફ કરી શકશે નહિ.

## ત્રીજા વર્ગના ઠાકોરો. (૪)

૧. માલપુરના રાવળજીશ્રી ૨. માણસાના રાવળજીશ્રી.×
૩. મોહનપુરના ઠાકોર ૪. કટોસણના ઠાકોરશ્રી*

+ માણસા અને કટોસણના દરબારોને સને ૧૯૦૩ ના કોરોનેશન પ્રસંગે હયાતી સુધી સાત વરસ કેદ, રૂ. ૧૦,૦૦૦ દંડ અને રૂા. ૨૦,૦૦૦ સુધી દિવાની દાવા સાંભળવાનો અધિકાર પ્રાપ્ત થયો છે.

* કટોસણ સ્ટેટને સને ૧૯૧૧ ના કોરોનેશન પ્રસંગે ચોથામાંથી ત્રીજા વર્ગમાં મૂક્યું છે. ત્યાર પછી ઠાકોરશ્રી લખવા ઠરાવ્યું છે. વળી અમદાવાદ જિલ્લામાં ઓનરરી ફર્સ્ટ ક્લાસ માજીસ્ટ્રેટનો પાવર સરકારે આપ્યો છે.

## હકુમતના અખત્યાર.

**દિવાની:**—૫,૦૦૦ રૂપીઆ સુધી.

**ફોજદારી:**—બે વરસની કેદ તથા ૧૦૦૦ રૂપીઆ દંડ, પણ પોલિટિકલ એજંટની પરવાનગી વગર બ્રિટિશ રૈયતનો ઈન્સાફ કરી શકશે નહિ.

## ચોથા વર્ગના ઠાકોરો. (૯)

| | | |
|---|---|---|
| ૧ વરસોડા. | ૨ પેથાપુર. | ૩ રણાસણ. |
| ૪ પુનાદરા. | ૫ ખડાલ. | ૬ ઘોડાસર. |
| ૭ ઈલોલ. | ૮ આંબલીઆરા, | ૯ સુદાસણા.+ |

## હકુમતના અખત્યાર.

**દિવાની:**—૨૫૦૦ રૂપીઆ સુધી.

**ફોજદારી:**—એક વરસની કેદ તથા ૫૦૦ રૂપીઆ દંડ, પણ પોલિટિકલ એજન્ટની પરવાનગી વગર બ્રિટિશ રૈયતનો ઈન્સાફ કરી શકશે નહિ.

## પાંચમા વર્ગના ઠાકોરો. (૮)

| | | |
|---|---|---|
| ૧. વલાસણા. | ૨. ડાભા. | ૩. વાસણા. |
| *૪, રૂપાલ. | ૫. હધાળિઆ | ૬. મઘોડી. |
| ૭. વડાગામ, | ૮. સાઠંબા. | |

## હકુમતના અખત્યાર.

**દિવાની:**—૧૦૦૦ રૂપીઆ સુધી.

**ફોજદારી:**—છ મહીનાની કેદ તથા ૨૫૦ રૂપીઆ દંડ, પણ પોલિટિકલ એજંટની પરવાનગી વગર બ્રિટિશ રૈયતનો ઈન્સાફ કરી શકશે નહિ.

---

+ સુદાસણા ઠાકોરને સને ૧૯૧૧ ના કોરોનેશન વખતે **ત્રીજા** વર્ગનો અંગત અધિકાર મળ્યો છે, અને **સુદાસણા** સ્ટેટને **ચોથા** વર્ગમાં કાયમ માટે મૂકયું છે.

* રૂપાલનો અધિકાર સાબરકાંઠા થાણામાં મૂકેલો છે.

## છઠ્ઠા વર્ગના ઠાકોરો× (૧૪)

| | | |
|---|---|---|
| *૧. રમાંસ. ... | ... | વાત્રકકાંઠા થાણદારના તાબામાં. |
| *૨. બોલુંદરા. | *૩. દેરોલ. | સાબરકાંઠા થાણદારના તાબામાં. |
| *૪. ખેડાવાડા. | ૫. કડોલી+ | |
| *૬. વક્તાપુર. | ૭. પ્રેમપુર. | |
| ૮. દેવરોટા. | ૯. તાજપુરી. | |
| *૧૦. હાપા. | ૧૧. લીખી. | |
| +૧૨. સતલાસણા. | ૧૩ ભાલુસણા. | ગઢવાડા થાણદારના તાબામાં |
| ૧૪. હડોલ | | |

---

## હકુમતના અખત્યાર.

**દિવાની:**—૫૦૦ રૂપીઆ સુધી.

**ફોજદારી:**—ત્રણ મહીનાની કેદ તથા ૧૦૦ રૂપીઆ દંડ, પણ પોલિટિકલ એજંટની પરવાનગી વગર બ્રિટિશ રૈયતનો ઈન્સાફ કરી શકશે નહિ.

---

× છઠ્ઠા તથા સાતમા વર્ગના ઠાકોરોને ઠરાવેલા અધિકાર ભોગવવા દેવામાં આવતા નથી; પણ તે તાલુકાઓનો ગ્રૂપ પાડી તેના ચાર જિલ્લા કે થાણાં (સાબરકાંઠો, વાત્રકકાંઠો, કટોસણ અને ગઢવાડા) અને બાવીશી માટે જુદું બાવીશી થાણું ઠરાવ્યું છે. એ પૈકી વાત્રકકાંઠા થાણાનો વહીવટ થર્ડ ક્લાસ માજીસ્ટ્રેટ તરીકે ડેપ્યુટિ થાણદાર અને બાકીનાં ચાર થાણાનો વહીવટ બીજા વર્ગના માજીસ્ટ્રેટ તરીકે તે જિલ્લાના થાણદારો કરે છે.

+ કડોલી, સતલાસણા ઠાકોરોને ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટનો અધિકાર મળેલો છે.

* હાપાને હાલમાં પાંચમા વર્ગનો અંગત અધિકાર મળેલો છે. રમાંસ, ખેડાવાડા, બોલુંદરા, વક્તાપુર, દેરોલ, તાલુકાના હાલના ઠાકોરોને તેમના છઠ્ઠા વર્ગનો અંગત અધિકાર મળેલો છે.

## સાતમા વર્ગના ઠાકોરો* (૧૪).

| | | | |
|---|---|---|---|
| ૧. મગુના. | ૨. તેજપુરા. | | |
| ૩ વીરસોડા. | ૪. પાલજ. | | |
| ૫. દલોલી. | ૬. કસળપુરા. | } | કટોસણ થાણદારના તાબામાં. |
| ૭. મેમદપુરા. | ૮. ઇજપુરા. | | |
| ૯. રામપુરા. | ૧૦. રાણીપુરા. | | |
| ૧૧ ગાબટ.+ | | { | વાત્રકકાંઠા થાણદારના તાબામાં |
| ૧૨. ટીંબા. | ૧૩ ઊંબરી. | } | ગઢવાડા થાણદારના તાબામાં |
| ૧૪. મોટાકોઠારણા. | | | |

## હકુમતના અખત્યાર.

દિવાની:—૨૫૦ રૂપીઆ સુધી.

ફોજદારી:—એક મહીનાની કેદ તથા ૫૦ રૂપીઆ દંડ, પણ પોલિટિકલ એજન્ટની પરવાનગી વગર બ્રિટિશ રૈયતનો ઇન્સાફ કરી શકશે નહિ.

## પ્રકરણ ૬ ઠું

### જાણવા લાયક સ્થળો.*

**સાદરા બજાર ( ૧૭૭૩ )+:**—એ મહીકાંઠા એજન્સિનું સદર સ્ટેશન " સાદરા છાવણી કે સાદરા કેમ્પ " એ નામથી ઓળખાય છે તે સાબરમતીના કિનારે છે. ઇ. સ. ૧૪૨૬ માં ગુજરાતના પાદશાહ સુલતાન અહંમદ પહેલાએ બંધાવેલો પુરાતની મજબુત

---

+ ગાબટ ઠાકોરને સાતમા વર્ગનો અધિકાર મળેલો છે.

* સ્ટેટો અને તાલુકાની રાજધાનીનાં તેજ બાવન ગામો અને પાંચ થાણાંનાં સદર સ્ટેશનોની જાણવા લાયક કેટલીક હકીકત સામાન્ય વર્ણનમાં આવી જાય છે, તેથી અહીં ખાસ અગત્યનાં સ્થળોનીજ હકીકત આપી છે.

+ વસ્તીના આંકડા માત્ર મુકાબલા સારૂ આપેલા છે,

કિલ્લો છે તે ખાસ જોવાલાયક છે. એમાં એજન્સિ બંગલો, ઓફિસો, રાજસ્થાનિક ( **લીજીટ** ) હોલ આવેલાં છે. **સાદરા** સિવિલ સ્ટેશન હોવાથી અહીં સિવિલ હોસ્પિટલ, લાઇબ્રેરિ, સ્કૂલો, પોસ્ટ અને તાર-ઓફિસ, દરબારી ઉતારા, એજન્સિ ઓફિસો, પોલીસ લાઇનો, જ્યુબિલિ ક્લોકટાવર, **સીલીમાર્કીટ**, બગીચા, ધર્મશાળાઓ, પેવેલિઅન, પરેડ ગ્રાઉન્ડ અને તાલુકદારોના કુંવરોને કેળવણી આપવા સ્થાપેલી **સ્કૅાટ કૅાલેજ**, વગેરે સ્થળો છે. તે જોવા લાયક છે. **સાદરા** બજારની હકુમત **બ્રિટિશ** સરકાર હસ્તક છે.

**સાદરા ગામ** ( ૧૪૨૦ ):—એ **વાસણા** તાલુકાનું ગામ છાવણી સાથે ભેળાએલું છે; કેમકે છાવણી બાંધવા **સાદરા** ગામની જમીન **વાસણા** ઠાકોરે ભાડું લેવાનું ઠરાવી આપેલી છે. હાલમાં **સાદરા** બજારની જમીનનું ભાડું દર વરસે રૂ. ૨૩૦ ) અપાય છે.

ઇડર-ઇલદુર્ગ ( ૪૯૨૨ ):—એ પ્રાચીન અને ઐતિહાસિક સ્થળ ઈડર સંસ્થાનનું રાજગાદીનું સ્થળ હતું. હાલમાં આ સ્થળને બદલે હિંમતનગર ( **અમનગર** ) માં રાજગાદી ઠરાવી છે. ઈડરને ફરતો પત્થરની ભીંતનો મજબુત કિલ્લો છે. તે કિલ્લા નજીક ડુંગર છે, તે શહેરની આસપાસ વીંટાએલો છે. શહેરમાં રાજમહેલો, પ્રાચીન કુંડો, વાવો, બગીચા, **ત્રિપોળીઓ નામે ક્લોકટાવર**, વગેરે છે. સિવાય શહેરમાં, ગઢ અને ડુંગર ઉપર હિંદુ અને જૈનનાં દેવાલયો, પીરની દરગાહો, મકાનો, વગેરે જોવા લાયક છે. તેમાં દુર્ઘટ અને અજીત “ઇડરગઢ” ડુંગરના શિખરો ઉપર “**રાવ રણમલ્લનું રક્ષસ્થાન**” “**રૂઠી રાણીનો માળીઓ**” ( શોકાતુર રાણીનો મહેલ ) એ પ્રાચીન અને ઐતિહાસિક સ્થળો ખાસ જોવા લાયક છે.

**અમનગર.** ( ૩૫૫૩ )—હાલમાં આ શહેરનું નામ **હિંમતનગર** રાખેલું છે. તે **હાથમતીના** કિનારે ઈડર રાજ્યની હાલની રાજગાદીનું કોટબંધ અને ઐતિહાસિક શહેર છે. એને ફરતો કોટ

છે. તે સુલતાન અહ‌ંમદશાહે ઇ. સ. ૧૪૨૬ માં બંધાવ્યો હતો, અને તે વસાવ્યું હતું, તેથી તેને અમનગર કહે છે. હાલમાં કોટ કેટલેક સ્થળેથી તૂટી ગયો છે. તેનો પ્રાંતીજ કે અમદાવાદનો દરવાજો કારીગરીનો ઉત્તમ નમુનો છે. આ શહેર પુરાતની બાંધણીનું છે, બાદશાહી વખતનાં મકાનો જીર્ણ હાલતમાં છે તોપણ ઉમદા અને જોવા લાયક છે. અહ‌ંમદશાહના શાહજાદાએ બંધાવેલી મસજીદ, અને તેની બારીઓના પત્થરમાં ડાળાંપાંદડાં સાથેનું ઝાડનું કોતરકામ, નવલખી કુંડ, હાથમતીની નહેર, અને હાલમાં મહારાજાએ તદ્દન પત્થરથી બંધાવેલો રાજમહેલ એ ખાસ જોવા લાયક છે. એ એ૦ પી૦ રેલવેનું રેલવે સ્ટેશન છે. વહોરાની વસ્તી પુષ્કળ હોવાથી એ કસબો ગણાય છે. શહેર નજીક ઈમારત લાયક અને કોતરકામ થઈ શકે તેવા કઠણ પત્થરોની ખાણો છે. અહીં કપડાં ધોવાનો સાબુ સારો બને છે. પ્રથમ અમનગરની આસપાસ ઉંચી જાતની હળદર થતી હતી.

**વડાલી** ( ૩૭૫૧ ):—ઈડર સ્ટેટમાં આ અગત્યનું સ્થળ છે, અને તે ઈડર ખેડબ્રહ્મા લાઇનનું રેલવે સ્ટેશન છે. અહીં શાકભાજી પુષ્કળ થાય છે. આ સ્થળ એજન્સિમાં વસ્તીમાં ચોથા નંબરે આવે છે. અહીં જૈનનાં દહેરાં જોવા લાયક છે.

**ઘોડાદર** ( ૧૫૨૬ ):—એ પોળો સંસ્થાનની હાલની રાજધાનીનું સ્થળ છે. એમાં રાવશ્રીનો દરબાર, દેવાલયો, સ્કૂલો, દવાખાનું લાયબ્રેરિ વગેરે છે.

**પોળો** ( વિજયનગર ):–( ૩ )—એ જુની રાજગાદીનું ગામ છે. અહીંનાં ખંડેરો જોતાં તે પહેલાં મોટું શહેર હશે, **સદેવંત શાવળીંગા** અહીં થઈ ગયાં એમ કહેવાય છે. અહીં પત્થરથી બાંધેલો મોટો કુંડ છે તેમજ એક જૈન દહેરૂં છે જે લાખેણું દહેરૂં કહેવાય છે. તે ઉત્તમ કોતરકામની પ્રાચીન કારીગરીનો નમુનો છે.

**દાંતા** ( ૧૪૬૩ ) એ દાંતા સંસ્થાનની રાજધાનીનું શહેર ડુંગરની

તળેટીએ આવેલું છે. એમાં મહારાણાના મહેલ, બગીચા, ધર્મશાળ., વગેરે છે. હાલમાં દાંતાનું નામ " **દાંતા ભવાનગઢ** " રાખેલું છે.

**માલપુર** ( ૧૬૫૪ ):—એ **વાત્રક** નદીના કાંઠે **માલપુર** સ્ટેટની રાજધાનીનું ગામ છે. એને ફરતો પુરાતની કિલ્લો, મહેલ, બગીચો, બંગલો, વગેરે જોવા લાયક છે.

**માણસા** ( ૮૫૪૮ ):—એ **માણસા** સ્ટેટની રાજગાદીનું શહેર **મહીકાંઠામાં વસ્તીમાં** પહેલા નંબરે છે. અહીં ઉંચ કોમની અને ધાઢી વસ્તી છે. વ્યાપારને લીધે અહીંના લોકોનો સંબંધ **મુંબઈ, પુના** વગેરે દેશાવર સાથે છે. અહીં મહેલ, બગીચો, સ્કૂલો, વૈષ્ણવી મંદિરો, તળાવો, શ્રીમંત શેઠીઆઓનાં મકાનો વગેરે જોવા લાયક છે.

**મોહનપુર** ( ૬૬૩ ):—એ **મોહનપુર** તાલુકાની રાજગાદીનું ગામ **મેશ્વો** નદી ઉપર છે. **કાંબળી** નામના વહેળાનો **મેશ્વો** સાથે સંગમ થાય છે. તે સ્થળનો દેખાવ ચોમાસામાં રમણીય લાગે છે. અહીંનો દરબાર અને બગીચો જોવા લાયક છે.

**અડપોદરા** ( ૧૨૩૧ ):—**મોહનપુર** તાલુકાનું ગામ છે, તે **અબરખની ખાણો** માટે વખણાય છે. ગામના ડુંગર ઉપર **ઝાલાનું** દેવળ છે ત્યાં દર વરસે **ભાદરવામાં** બીજા **રવિવારે** મેળો ભરાય છે.

**પેથાપુર** ( ૪૯૮૫ ):—**સાબરમતીના** કાંઠે રાજગાદીનું સ્થળ છે. અહીં ખત્રી અને ભાવસારની વસ્તી વિશેષ છે. તેઓ રંગાટી કામ ઘણું સારૂં કરે છે. અહીંના **બાંધણીના સાલ્લા** કે જે "**પેથાપુરની બાંધણી**" એ નામે પ્રસિદ્ધ છે. અહીંથી જથાબંધ કાપડ **સિઆમ** અને **ચીન** જાય છે. પ્રથમ અહીં જામગીરીવાળી બંદુકો સારી બનતી હતી. સિવાય હાલ પણ તલવાર, ભાલા, જમૈયા. છરા, છરી ચપ્પુ વગેરે હથિયારો અને તાળાં વખાણવા લાયક થાય છે.

**પુનાદરા** ( ૫૪૧ ):—એ **વાત્રકના** કિનારે રાજગાદીનું ગામ છે, એની પાસે **મહંમદ બેગડાના** વખતનો પુરાતની કિલ્લો છે. અહીંથી એક માઇલ છેટે વાત્રકના કાંઠે **ઊત્કંઠેશ્વર (ઊંટડિઆ)**નું

વિશાળ શિવાલય ગાયકવાડી હદમાં આવેલું છે. ત્યાં **મહાશિવરાત્રિએ** અને **સિંહસ્થ** વર્ષે મોટો મેળો ભરાય છે. થોડે દૂર ઝાડીમાં **કેદારેશ્વર** મહાદેવનું રમણીય અને જોવા લાયક સ્થળ આવેલું છે.

**કટોસણ:**—( ૧૧૭૨ ):—એ કટોસણ તાલુકાની રાજગાદીનું સ્થળ છે, તેથી અહીં દરબાર, કોર્ટ અને તેને ફરતો કિલ્લો છે. કટોસણ આસપાસ ઉદપુરા અને ધનપુરા એ પરાં છે. **ધનપુરા** એ કટોસણ તાલુકાનું ગામ છે. એમાં બગીચો, દવાખાનું અને દરબારી માણસોના ઉતારા માટે મકાનો બાંધેલાં છે.

ચુંવાળમાં આ તાલુકો પ્રસિદ્ધ અને મશહુર છે. ચુંવાળના બીજા તાલુકાઓ કેટલાક **વીરમગામ** તાલુકામાં અને ગાયકવાડ સરકારના મુલકમાં આવેલા છે. તે સઘળામાં કટોસણ તાલુકો સૌથી અગત્યનો ગણાય છે, તેથી પણ આ સ્થળ શ્રેષ્ઠ અને અગત્યનું છે.

**ઝોટાણા** ( ૨૬૪૪ )—કટોસણ તાલુકાનું, કટોસણ જિલ્લામાં વસ્તી અને વ્યાપારમાં આગળ પડતું મોટામાં મોટું સ્થળ અને રેલ્વે સ્ટેશન છે. અહીં પાટીદાર, વાણીઆ. બ્રાહ્મણ, વગેરે ઉંચ કોમની વસ્તી છે. જૈનનું દેરાસર, ગામની પાદરે **લક્ષ્મીનારાયણનું**, અને **હનુમાનજીનાં** વિશાળ અને રમણીય મંદિરો, ધર્મશાળા, શિવાલય, વગેરે જોવા લાયક છે. અહીંનાં ખંડેરો જોતાં આ સ્થળ પ્રથમ મોટું શહેર હશે એમ અનુમાન થાય છે.

**પાલજ** (૭૪૩ ):—જેને સર્પ, ઝેરી ઉંદર કે ઝેરી જનાવર કરડયું હોય તેણે **પાલજ**ના શિવાલયમાં આવી ત્યાંના કુવાનું પાણી પીવાની બાધા રાખવાથી ઝેર ચઢતું નથી એવી માનતા ચાલે છે.

**આંબલીઆરા:**—(૧૩૦૨) **માઝુમ** નદીના કાંઠે એ "**ભાથીજીના આંબલીઆરા**" એ નામથી પ્રસિદ્ધ છે. અહીં દરબાર, બે બગીચા, મુસાફરી બંગલો, વગેરે જોવા લાયક છે. હલકી જાતના **અકીક** નીકળે છે. તે પરદેશ જાય છે. **વિરમનાવાળા (ખસ)** થાય છે તેની **ટટ્ટી** બને છે તે ઉનાળામાં ઠંડક મેળવવાના ઉપયોગ સારૂ

કામમાં લેવાય છે. સિવાય વિરમનાવાળા (ખસ) ધુપેલ ( સુગંધીદાર પાકું તેલ ) તેલ પાડવાના ખપમાં પણ આવે છે.

**વાસણા** (૧૬૨૭):-**સાબરમતી** નદીના કાંઠે “ **દ્વાલારાણાના વાસણા** ” એ નામે ઓળખાય છે. અહીં ભાવસારની વસ્તી ઘણી છે. તેઓ રંગાટીનું કામ બહુ સારૂં કરે છે. અહીં બનતું દેશી કાપડ કેટલુંક **સિઆમ, ચીન** વગેરે પરદેશ જાય છે. અહીંનાં ગોદડાંની ખોળો [ ખોળીઆં ], સેલાં, બરાંના બરનું જાડું દેશી કાપડ, સાલ્લા, માટીનાં વાસણો વગેરે વખણાય છે.

**ડભોડા** ( ૩૦૪૮ ) એ ખારી નદીના કાંઠે **બાવીશી** થાણાનું મુખ્ય સ્થળ અને રેલવે સ્ટેશન નજીક **મહીકાંઠા** માટે ખાસ દારૂ ગાળવા સારૂ **ડિસ્ટેલેરિ** બાંધેલી છે, તેથી એ આબકારી ખાતાનું પણ મુખ્ય સ્થળ છે. અહીં “ **ડભોડીઆહનુમાન** ” નું દેવળ છે તેની ઘણી માનતા ચાલે છે. સિવાય થાણદાર ઓફિસ, પોલીસ થાણું, દવાખાનું, લાઇબ્રેરિ, સ્કૂલો અને બ્રાન્ચ પોસ્ટઓફિસ, વગેરે આવેલાં છે.

**મહીસા.** ( ૧૩૬૨ ):—એ **વાત્રકકાંઠા** થાણામાં પેટા થાણું છે. ત્યાં જમીદાર ઓફિસ. પોલીસ પેટાથાણું, સ્કૂલો, બ્રાન્ચ પોસ્ટઓફિસ અને **મર્મસાગર** મોટું તળાવ છે. તેમાં કમળ થાય છે.

---

## જાણવા લાયક જાત્રાનાં સ્થળ.

**ખેડબ્રહ્મા** ( ૧૨૧૮ ):—એ ઈડર સંસ્થાનમાં યાત્રાનું સ્થળ છે, તેને **બ્રહ્માની ખેડ** કે **ખેડ** પણ કહે છે. એ **હરણાવ-હરણાક્ષી**-ના કાંઠે છે. એમાં **ભૃગુઋષિનો આશ્રમ, બ્રહ્માની મૂર્તિ,** ( જે તદ્દન રેતીની બનાવેલી છે ) **અંબાજીનું મંદિર,** તેને ફરતી ધર્મ-શાળા અને નજીકમાં **માનસરોવર** આવેલું છે તે જોવાલાયક છે.

અહીં **ભૃગુએ** બંધાવેલું **પ્રાચીન** બાંધણીનું દેવાલય છે. તે સંબંધમાં **બ્રહ્મપુરાણમાં** એવી કથા છે કેઃ—**બ્રહ્માના** પુત્ર **ભૃગુએ** **બ્રહ્મા**

અને રૂદ્રનું અપમાન કર્યું, તેના પાપ નિવારણ માટે આ બ્રહ્મક્ષેત્રમાં આવી નદીમાં સ્નાન કરી શિવની તપશ્ચર્યા કરી, તેથી પ્રસન્ન થઈ શંકરે પાપમુક્ત કર્યા ત્યારથી આ ક્ષેત્ર ભૃગુક્ષેત્ર કહેવાય છે.

ખેડબ્રહ્મા નામ પડવાનું કારણ બ્રહ્મપુરાણમાં એવું બતાવ્યું છે કેઃ—બ્રહ્માએ પાપમુક્ત થવા માટે વિષ્ણુની સલાહથી હાલ જ્યાં ખેડબ્રહ્મા છે ત્યાં નદીના કાંઠે વિશ્વકર્મા પાસે ગામ બંધાવી મહાયજ્ઞ કર્યો, બ્રહ્માએ જતી વખતે પોતાની ચાર મુખવાળી મૂર્તિ સ્થાપન કરી, તેથી આ સ્થળનું નામ બ્રહ્માની ખેડ એવું પડયું એમ કહેવાય છે.

અહીં દર વરસે મહા સુદી ૧૪ થી મહાશિવરાત્રિ સુધી પંદર દિવસ મોટો મેળો ભરાય છે. મેળામાં ગુજરાત, કાઠિઆવાડ, મેવાડ વગેરે તરફના વેપારીઓ અનેક પ્રકારનો માલ લાવી વેચે છે. બદલામાં આ તરફ થતો માલ પણ ખપે છે, તેથી આવા મેળા એક બીજા સ્થળે થતા માલનો અરસપરસ બદલો કરવા માટે ઘણા ઉપયોગી છે.

**શામળાજી** ( ૧૩૮ ):—ઈડર સંસ્થાનમાં મેશ્વો કાંઠે ભીલોડા નજીક મેવાડની સરહદ પર પુરાતન અને પવિત્ર ધામ છે. એમાં શામળાજી એટલે શ્રી કૃષ્ણની મૂર્તિ છે. એ મંદિર પ્રાચીન બાંધણીનું છે. દેવાલયના પત્થરો ઉપર હાથી, ઘોડા, વગેરે જાનવરોનાં ચિત્રો છે, અને મંદિરના સભામંડપ આગળ પાષાણના મહાવત સાથે ઉમદા નકશીના મોટા હાથી છે.

આ પ્રાચીન મંદિરમાં સને ૯૪ અને ૧૦૨ ના લેખ છે તે ઉપરથી મૂર્તિનું નામ ગદાધરજી જણાય છે દેવળ નજીક જુનું શામળાજી, સોમનારાયણજી અને મહાદેવજીનું એવાં બીજાં ત્રણ દેવાલય છે. મહાદેવજીનું દેવાલય ભોંયરામાં છે, તેથી તે કાશીવિશ્વેશ્વર કહેવાય છે. આ ત્રણ દેવળો તથા ગાંધારીની ૧૦૧ બાળકો સાથેની મૂર્તિ જોવાલાયક છે. મેશ્વો નદીમાં "નાગધરો" મોટો ધરો છે. તેમાં નહાવાથી ભૂત, પ્રેત, પિશાચના વળગાડનો વહેમ દૂર

થાય છે. અહીં કરમાબાઈ નામનું મોટું તળાવ છે. આ તળાવ કોઈ ઋષિએ વગર હથિયારે હાથથી કરેલું છે એવી દંતકથા ચાલે છે. શામળાજીમાં દરવરસે કારતક સુદ ૧૫ ઉપર મોટો મેળો ભરાય છે. આ મેળો પખવાડીઉં ચાલે છે. તેમાં ગુજરાત, રાજપુતાના અને મધ્ય હિંદુસ્તાનના વેપારીઓ અને યાત્રાળુઓ આવે છે. મેળામાં બળદ, ઘોડા, ગાયો, ભેંસો, વગેરે જાનવરો અને બીજા માલની જથાબંધ ખપત થાય છે. પહેલાં મેળો ઘણો વિસ્તારમાં ભરાતો હતો. કેમકે ગુજરાતમાં રાજપુતાના વગેરે સ્થળેથી પુષ્કળ માલ અને અફીણ આવતું હતું; પણ ગુજરાતમાં આવતા અફીણનો પાકો બંદોબસ્ત થવાથી આ મેળામાં આવતું તે બંધ થયુ છે.

**ભુવનેશ્વર ( ભવનાથ )**:—ઈડરથી ૧૫ માઇલ ઉત્તરે અને ભીલોડાથી દક્ષિણે ચાર માઇલ છેટે દેસણ ગામે પુરાતન તળાવ છે. તેના કિનારા ઉપર **શ્રી ભુવનેશ્વર કે ભવનાથનું** પ્રાચીન અને પવિત્ર શિવાલય છે. અહીં **ભૃગુઋષિનો આશ્રમ** પણ છે, અને શ્રાવણ માસમાં મોટો મેળો ભરાય છે, આ પુરાતન અને પવિત્ર તળાવની જમીન અને પાણીમાં રગતપીત તથા બીજી જાતના કોઢ મટાડવાનો ગુણ રહેલો છે, તેથી કોઢવાળાં દર્દીઓ ત્યાં આવી રહે છે. ભવનાથમાં રહેનાર સાધુની સૂચના પ્રમાણે દર્દીઓ તળાવમાં નહાય છે, અને કિનારા પરની ભભુતી જેવી માટી શરીરે ચોળી ત્રણ ચાર કલાક સુધી રહેવા દે છે, આ માટી કે જે ઘણી ભારે અને રાખોડીના રંગની છે. તેનાં તત્ત્વો બીજી માટીનાં જેવાં જણાયાં હતાં, છતાં પણ તેમાં કોઢ અને રગતપીતનો રોગ મટાડવાનો અદ્ભુત ગુણ રહેલો છે, તેથી હાલમાં ત્યાં દર્દીઓ અને યાત્રાળુઓ માટે ધર્મશાળા અને સેનેટેરીઅમ બંધાવ્યાં છે. નજીકના ડુંગરમાં ભુવનેશ્વરનું મંદિર છે. અને નજીકના જંગલમાં " **ચ્યવનભાર્ગવ** " મહર્ષિનો આશ્રમ હતો એમ મનાય છે.

**તારંગા ( ૧૫૫ )**:—એ દાંતાથી ૨૦ માઇલ દક્ષિણે ટીંબાની હદમાં ડુંગરી ઉપર **અજીતનાથ** અને **સંભવનાથનાં** પુરાતન જૈન

દેવાલયો છે; તારંગા એ નામ તારણમાતાના દેવાલય ઉપરથી પડેલું હોવું જોઇએ. મુખ્ય દેવળ અણહિલવાડના સોલંકી જૈનધર્મી રાજા કુમારપાળે ઇ. સ. ૧૧૪૩ માં બાંધેલું છે. દેવળ બાંધવા ડુંગરની ટોચ ઉપર આવી ઝાડીમાં પત્થરો શી રીતે લઈ ગયા હશે એ વિચારવું મુશ્કેલ છે. આ દેવળ ૧૨૫ ફુટ ઉંચું છે. આની પાસેના દેવળમાં તીર્થંકરની ૨૦૮ મૂર્તિઓ એક આરસપહાણના પત્થરમાં કોતરેલી છે, તારંગાજીની મુખ્ય યાત્રા કારતકી અને ચૈત્રી પૂનેમે હોવાથી તે વખતે યાત્રાળુઓ પુષ્કળ ભેગા થાય છે,

**અંબાભવાની** (૮૨૫):—એ દાંતા સંસ્થાનમાં સરસ્વતીના મૂળ પાસે આરાસુરના ડુંગરોમાં ગુજરાતમાં પવિત્ર અને પ્રસિદ્ધ યાત્રાનું ધામ આવેલું છે. આ દેવળમાં શિવની અર્ધાંગના અને હિમાચળની પુત્રી દુર્ગા જગતની માતા અંબાભવાનીના રૂપે પૂજાય છે. માતાની માનતા ઘણા પ્રાચીન કાળથી ચાલે છે. શ્રી-કૃષ્ણના વાળ અહીં ઉતર્યા હતા. રૂક્ષ્મણીજી અહીં પૂજન કરવા આવ્યાં હતાં, અને અહીંથીજ શ્રીકૃષ્ણે તેમનું હરણ કર્યું હતું એમ કહેવાય છે. ગુજરાતના વલ્લભીનગરના મહારાજા શીલાદિત્યની રાણી પુષ્પાવતી વલ્લભીપુરનો નાશ થયો ત્યારે યાત્રાયે આવી હતી. આથી પણ પુરાતન કાળથી અંબાભવાનીનું ધામ ઘણું નામીચું અને પ્રસિદ્ધ ગણાય છે.

દેવીની યાત્રા માટે વર્ષમાં પાંચ વખત સંઘ આવે છે. તેમાં ભાદરવા માસમાં માતાજીનો જન્મદિવસ આવે છે. તે પ્રસંગે મોટો સંઘ ભરાય છે. નવરાત્રિમાં મહારાણા હવન કરે છે. અંબાજીની મૂર્તિ નથી પણ સોના અને રૂપાની પાદુકાનું પૂજન થાય છે.

ભવાનીના દેવળની પશ્ચિમમાં " ગબ્બરગઢ " છે. ત્યાં અસલ કિલ્લો હતો. એના ઉપર ચઢવાનું કામ મુશ્કેલ હતું, તેથી " જે ચઢે ગબ્બર તે થાય જબ્બર " એવી કહેવત હજુ પણ બોલાય છે.

માતાજીના દેવળની પાછળ **માનસરોવર** છે. તેના કિનારા ઉપર **અજીત માતાનું** દેવળ અને માતાજીના દેવળ સામે વાવ છે.

**કુંભારિઆ** ( ૨૯૩ ):—અંબાભવાનીની પાસે વહેળીઆના કિનારે, સ્વાભાવિક ઉગેલા સુગંધમય પુષ્પના છોડવા અને ઝાડોની ઘટામાં ચિતોડના **કુંભારાણાએ** વસાવેલું કુંભારિઆ ગામ છે, તેની પાસે ધોળા આરસપહાણનાં **વિમળશાહે** બંધાવેલાં જૈનનાં દહેરાં છે. આ દહેરાં પ્રથમ ૨૬૦ હતાં પણ હાલ પાંચ રહેલાં છે. જ્યાં વિમળશાહે દહેરાં બંધાવેલાં હતાં તે બળી ગયાની વાત સાચી જણાય છે. કેમકે તે વખતે આરાસુરના આખા ડુંગરમાં જ્વાળામુખીનાં તત્ત્વ પ્રજ્વલિત હતાં એમ જણાય છે. વળી એવી પણ દંતકથા ચાલે છે કે અંબાજીના પ્રકોપથી આ દહેરાં બળી ગયાં હશે એવું વિમળશાહે આબુ ઉપર દેલવાડામાં દેવળ બંધાવેલું છે તેમાં માતાજીની સ્તુતિનો લેખ છે તે ઉપરથી જણાય છે.

**કોટેશ્વર** ( ૫૪ ):—અંબાજીથી ચાર માઇલ છેટે એ શિવાલય છે. અંબાજીના યાત્રાળુઓ અહીં ખસુસ જાય છે કેમકે પવિત્ર સરસ્વતી નદીનું મૂળ અહીંથી શરૂ થાય છે, એથી આ સ્થળ પવિત્ર મનાય છે તેથી યાત્રાળુઓ અહીં સ્નાન કરે છે.

**કેદારેશ્વર**:—એ વાત્રક નદીના કાંઠે વસ્તીથી દૂર જંગલ ઝાડી અને વાંધામાં નીરમાળી અને તેલનાળ ( તેરનાળ ) નજીક પવિત્ર શિવાલય આવેલું છે. અહીં વાંધામાં નાની નાની ઝાંઝરીઓ અને ઝરણો પત્થરોમાંથી ઝરે છે. તેમાંનાં કેટલાંકનું પાણી શિવાલયની આસપાસ ભ્રમણ કરી શિવલિંગને નવરાવી ગૌમુખ રસ્તે નિરંતર વહ્યાં કરે છે. તે વાંધામાંથી આવતી નાંની ઝાંઝરીમાં ભળી આગળ જતાં વાત્રકમાં ભળી જાય છે. અહીં સ્વાભાવિક ઉગેલાં કદળી–કેળવૃક્ષોનો સમુદાય છે. અહીં દરવરસે શ્રાવણ માસમાં મહાશિવરાત્રિ અને સિંહસ્થ વર્ષે મોટો મેળો ભરાય છે. તેમાં અસંખ્ય યાત્રાળુઓ એકઠા થાય છે.

**ઉત્કંઠેશ્વર–ઊંટડિઆ મહાદેવ:**—એ પવિત્ર પ્રખ્યાત અને વિશાળ શિવાલય વાત્રકના ડાબા કાંઠે ગાયકવાડ સરકારની હદમાં પુનાદરા નજીક આવેલું છે. તે નદીના તટ ઉપર ઉંચા ટેકરા ઉપર મજબુત અને વિશાળ જગામાં ઉંચા પ્રકારની બાંધણીથી ઘણું જ વિશાળ બાંધેલું છે. અહીં જાબાલિઋષિનો આશ્રમ હતો એમ કહેવાય છે. દર વર્ષે મહાશિવરાત્રિ અને સિંહસ્થ વર્ષે મોટા મેળા ભરાય છે ત્યારે ત્યાં એક લાખ કરતાં પણ વધારે યાત્રાળુઓ અને વેપારીઓ એકઠાં થાય છે. સિંહસ્થ વર્ષે તો ઘણો મોટો મેળો ભરાય છે.

**બહુચરાજી:**—જેમ આરાસુરમાં અંબાજીનું પવિત્ર સ્થળ છે તેમ ચુંવાળમાં ગાયકવાડ સરકારની હદમાં એ માતાજીનું પવિત્ર સ્થળ આવેલું છે. અહીં ચૈત્ર સુદી ૧૫ મોટો મેળો ભરાય છે. બહુચરાજીની યાત્રાએ ગુજરાત અને મુંબઈ ઇલાકામાંથી અસંખ્ય યાત્રાળુઓની મેદની દર વર્ષે આવે છે. આ સ્થળ ગુજરાતમાં દિલ્હીનો પાદશાહ અલ્લાઉદ્દીન ખુની આવ્યો તે પહેલાંનું પ્રસિદ્ધ છે.



## શુદ્ધિપત્ર

| પૃષ્ઠ. | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧;૮ | છેલ્લી: ૧ | કમત; કનારે | ાકમત; કિનારે |
| ૧૧;૧૪ | ૨૮;૨૦ | શકે, પેરેગ્રાફમ | ન શકે;પેરેગ્રાફમાં |
| ૨૧;૨૪ | ૧;૨૭ | લનાળ; છે | તેલનાળ; છે કે |
| ૮;૨૭ | ૨૫:૧૫ | અગ્રેજ; ઉડાં | અંગ્રેજ; ઉંડાં |
| ૩૪;૬૩ | ૨; ૯ | જગલો;–મા | જંગલો,-માં |
| ૨૨;૩૯ | ૧;૨૩ | ચુવાળ; ચોમાસુ | ચુંવાળ; ચોમાસું |
| ૩૯;૪૦ | ૩૦;૧૩;૧૪ | જમીનમા–નાં | જમીનમાં |
| ૫૦;૫૯ | ૧:૨૧ | અદરનાં;એજન્સિમા | અંદરનાં;એજન્સિમ |
| ૩૮;૬૧ | ૨૮; ૮ | કાળા; ખંડણા | કાળી; ખંડણી |
| ૪૯;૭૫ | ૨૦; ૭ | સાથી; બરાના | સૌથી; બૈરાના |
| ૫૦;૫૩ | ૧;૧૨ | શહેરે; મુંલકો | શહેરો; મુલકો |
| ૫૭ | ૧૬ | મુસલમાની | મુસલમાનોની |
| ૬૧ | ૨૧ | મદદની સોની | મદદનીસોની |
| ૬૫ | ૧૧ | કેળળણી | કેળવણી |
| ૬૫ | ૧૫ | સંસ્થામાં | સંસ્થાનમાં |
| ૩૩;૬૫ | ૧૯;૨૧;૧૯ | ઉસ: સ્કુલોનું | ઊસ; સ્કૂલોનું |
| ૬૬;૬૭ | ૨૨:૧૪ | ડભોડા; વયર | ડભોડામાં, વગર |
| ૬૮;૭૫ | ૧૫:૨૬ | અધોડી: ભગુએ | મગોડી: ભૃગુએ |
| ૭૩ | ૧ | ધર્મશાળ | ધર્મશાળા, |
| પુંઠું પૃષ્ઠ ૪ | ૪;૫ | ૧-૧૮-૦;૦-૪-૦ | ૧-૪-૦;૦-૧૪-૦ |



## ટેક્સ્ટ–પાઠય પુસ્તક તરીકે મંજુર.

( મુંબઇ ઇલાકાના મે. ડિરેક્ટર સાહેબે ઇ. નં. S–86(b)–I–D તા. ૩૦–૭–૨૬ થી અને ઉત્તર પ્રાંતના એ૦ ઇ૦ સાહેબના નં. ૫૩૪૯ તા. ૫–૮–૨૬ થી પ્રાથમિક શાળાઓ માટે મંજુર કરેલું )

**ગુજરાતના ઇતિહાસની સચિત્ર સહેલી વાર્તાઓ.**

( છોકરા અને છોકરીઓ બન્નેને સરખુંજ ઉપયોગી. પુષ્કળ ચિત્રો, નકશા સહિત, સાદી અને સરળ ભાષામાં રસમાં તરબોળ કરે. તેવી આકર્ષક વાર્તાઓથી ભરપુર, આધુનિક છેલ્લામાં છેલ્લા સુધારાવધારા સાથેનું અતિરસિક પુસ્તક, ( ધોરણ ચોથા માટે વિસ્તૃત આવૃત્તિ પૃષ્ઠ ૨૧૬ ) ઘટાડેલી કિંમત રૂ. ૦–૬–૦

**ગુજરાતના ઇતિહાસની સચિત્ર સહેલી વાર્તાઓ.**

ધોરણ **ચોથા** માટે સંક્ષિપ્ત બીજી આવૃત્તિ પૃષ્ઠ ૧૨૮ કિંમત રૂ. ૦–૪–૦

શિક્ષકોની સૂચનાથી રસક્ષતિ ન થાય તેમ આ આવૃત્તિ ટૂંકાવી છે, છતાં તેમાં ઘણાં ચિત્રો વગેરે હોવાથી કદ મોટું થયા છતાં અને આજ સુધીમાં પ્રગટ થએલા ગુ. ઇતિહાસો કરતાં મુકાબલે આ અગ્રસ્થાને આવે છે.

**સરળ દેશી હિસાબ** પૃષ્ઠ ૪૦ કિંમત દોઢ આનો.

( પ્રાયોગિક ભાગ સાથે નવીન ઢબ મુજબ )

આજ સુધીમાં પ્રગટ થએલા બધા દેશી હિસાબો કરતાં આમાં સરળ પ્રાયોગિક ભાગો, પુષ્કળ ઉદાહરણો, ખાતો, કોષ્ટકો, લેખાં, અને વ્યાવહારિક સંપૂર્ણ વિગતો સમાવી બાળકો અને શિક્ષકોને સરળ માર્ગદર્શક અને ઉપયોગી થાય તેવી યોજના છે. ટૂંક મુદ્દતમાં પહેલી આવૃત્તિની ઘણી નકલો ખપી ગઇ છે. સારૂં કમીશન મળશે.

**સંવાદ સંગ્રહ ભાગ ત્રીજો** ( ૨૮ સંવાદો ) પૃષ્ઠ ૧૮૦

ઉચ્ચ કોટિના શિષ્ટ વિદ્વાન લેખકોના ધાર્મિક અને હાસ્યરપદ સંવાદો કિંમત રૂ. ૦—૧૦—૦ બોર્ડ પટ્ટી રૂ. ૦—૧૨—૦ પાકું પુઠું રૂ. ૦—૧૪—૦